આદ્ય સક્રત સ્વરાજ કરૂણેશ કૈવલ કર્તા ત્વં નમામિ

॥ ભગવાન કરૂણાસાગરો વિજયતે ॥



પરમગુરૂ ભગવાન કરૂણાસાગર રચિત

# જ્ઞાન ભક્તિ વૈરાગ નિરૂપણ ગ્રંથ
તથા
# તિથિ ગ્રંથ જ્ઞાન શિરોમણિ

સંત મલુકદાસજી મહારાજ રચિત

# હંસ સરોદાજ્ઞાન

છોટમ મહારાજ, વ્રજલાલ, ભીખુભાઉ, રામભાઉ
આ ચાર પંડિતોને પરમગુરૂ ગ્રંથ લખાવે છે.

ફાજલપુર ગામે પરમગુરૂએ
દાડમડીને અમર બનાવી

પરમગુરૂ ભગવાન કરૂણાસાગર નું જંબુદ્વીપમાં પ્રાગટય
સંવત-૧૮૨૯ મહાસુદબીજ

શ્રી કુવેરસ્વામીને ઉપદેશ આપતા ગુરૂ શ્રી કૃષ્ણસ્વામી મહારાજ
સાથે તેમના શિષ્ય શ્રી જાનકીદાસ મહારાજ (ગામ-ઓડ)



પરમગુરૂ ભગવાન કરૂણાસાગર



મહંત શ્રી નરવેદસાગર
ગુરૂ શ્રી કરૂણાસાગર-સુરકુવા



મહંત શ્રી લક્ષ્મણદાસજી
ગુરૂ શ્રી નરવેદસાગર-અવિધા



મહંત શ્રી મોહનદાસજી
ગુરૂ શ્રી લક્ષ્મણદાસજી-અમદાવાદ



મહાન તપસ્વી રઘુરામજી
ગુરૂ શ્રી કરૂણાસાગર-ઉમરા




પરમહંસ શ્રી સુખાનંદજી મહારાજ
વડોદરા



મહંત શ્રી ભગવાનદાસજી
ગુરૂ શ્રી મોહનદાસજી-અમદાવાદ



સંત શ્રી ચેતનદાસજી
ગુરૂ શ્રી જમનાદાસજી-ચકલાસી



સંત શ્રી અવિચળદાસજી
ગુરૂ શ્રી શિતળદાસજી-વાસદ



મહંત શ્રી સરજ્યુદાસજી
ગુરૂ શ્રી મોહનદાસજી-સુરત



સંત શ્રી કપિલદાસજી
ગુરૂ શ્રી મોહનદાસજી-ભલગામ




ભક્ત શ્રી પ્રેમજીદાસજી
ગુરૂ શ્રી કપિલદાસજી
(મુંબઇ-બોરીવલી)

 આદ્ય સક્રત સ્વરાજ કરૂણેશ કૈવલ કર્તા ત્વં નમામિ 

॥ ભગવાન કરૂણાસાગરો વિજયતે ॥

મહી બીજ
વ્રત કરો






કૈવલ
સતસંગી
બનો



પરમગુરૂ ભગવાન કરૂણાસાગર રચિત

# જ્ઞાન ભક્તિ વૈરાગ નિરૂપણ ગ્રંથ

તથા

# તિથિ ગ્રંથ જ્ઞાન શિરોમણિ

અને

સંત મલુકદાસજી મહારાજ રચિત

# હંસ સરોદાજ્ઞાન

(ભાષાંતર-શ્રી વિદ્વાન છોટમ મહારાજ)

-: પ્રકાશક :-

**કૈ.ધા.નિ. સંત શ્રી કપિલદાસજી ગુરૂશ્રી મોહનદાસજી**
**તથા સેવક સત્સંગ મંડળ - સત્ કૈવલ આશ્રમ ભલગામ (મોટા)**
**સંત શ્રી પ્રેમદાસજી ગુરૂ શ્રી કપિલદાસજી**
**સંત શ્રી દયાલદાસજી ગુરૂ શ્રી કપિલદાસજી**
મુ. પોસ્ટ - ભલગામ (મોટા), વાયા-બગસરા (ભાયાણી),
તાલુકો-વિસાવદર, જિલ્લો-જુનાગઢ. પીન-૩૬૫૪૪૦. (સૌરાષ્ટ્ર)

# પ્રસ્તાવના

પરમગુરૂ ભગવાન કરૂણાસાગરની અસીમ કૃપાથી તેમજ સંતશ્રી કપિલદાસજી મહારાજની કૃપાદષ્ટિથી તેમજ સેવક સત્સંગ મંડળના સહાયથી જ્ઞાન, ભક્તિ, વૈરાગ અને તિથિ ગ્રંથ તથા હંસ સરોદાજ્ઞાન સત્ કૈવલ આશ્રમ ભલગામથી પ્રથમ આવૃતિ પ્રકાશિત કરવામાં આવે છે.

ભગવાન કરૂણાસાગર રચિત જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યમાં- પરમગુરૂની કેવા પ્રકારની ભક્તિ કરવી જોઈએ, કેવી ભક્તિથી કરૂણાસાગરની કૃપા થાય છે તેમજ દાસાતનવાળી નિર્મળ ભક્તિથી શરીરમાં અહંકાર એટલે હું પણાનો (અહમ્પદનો) નાશ કરી આ દેહના બધા તત્વોને પ્રેમ અને ભાવમય તથા પ્રભુમય બનાવી દે છે અને ત્યાર પછી આવી આરતનાદ વાળી નિર્મળ ચૈતનદર્શી ભક્તિ કરવાથી સોહંગલક્ષની ગતિનો અનુભવ પરમગુરૂની દયા દષ્ટિથી થાય છે ત્યારે જ આપણા શરીરના રોમેરોમમાં દાસાતનવાળો નિર્મળ પ્રેમ પ્રગટ થાય છે અને આત્માનંદનો આનંદ પ્રાપ્ત થાય છે તેમજ ભવસાગરમાંથી અંશ મુક્ત થાય છે.

મહદ્ પરમગુરૂ રચિત તિથિ ગ્રંથમાં સ્થુલ શરીરનાં તત્ત્વો ગુણ-ગણ, ઈન્દ્રિયો, અંતઃકરણ, અવસ્થા આ બધુ પ્રાણ વડે ચૈતન્ય પામે છે. આ પ્રણવ અંશની સત્તાએ ચલાયમાન થાય છે. આ બધો ભેદ તિથિ ગ્રંથમાં દર્શાવેલ છે. જ્ઞાન વૈરાગ વડે શરીરમાં તત્ત્વોથી વૃતિ ઉપરામ કરી પ્રભુ પદમાં કેવી રીતે સ્થીર કરવી તે કળ-કુંચી તિથિ ગ્રંથમાં ભગવાન કરૂણાસાગર જણાવે છે.

સંત શ્રી મલુકદાસ રચિત હંસ સરોદામાં બધા પ્રકારની સાધના કરતા હંસ સરોદાની સાધના કરવાથી પોતાનું સ્વરૂપ (હંગ) નું ભાન થાય છે. આ શરીરમાં પ્રણવ (પ્રાણ) વડે લૌકિક કાર્ય અને અલૌકિક કાર્ય જાણી શકાય છે માટે જીવનમાં જ્ઞાન, ભક્તિ, વૈરાગ તથા તિથિ ગ્રંથ અને હંસ સરોદા આ ત્રણેય ગ્રંથ જ્ઞાન અને અનુભવનો અહેસાસ એટલે નક્કી પણું કરાવે છે. જો દિવ્ય પરમગુરૂની કૃપા દષ્ટિ પડે તો આ ગ્રંથની અંદર જે અદ્ભુત જ્ઞાન અને સમજ ભરી તે સમજાય એટલે ઓળખાય તેવી છે.

## ▲ મંગલાચરણ (સ્તુતિ) ▲

ૐ પ્રથમ પ્રણામ, ધામ જીનું સકલ પરાપર,
સરલે જાકી શકત વ્યકત બ્રહ્માંડ સકલ ધર. ૧
જય જય કેવલ નાથ સનાતન સર્વ કિરતારન,
અખિલાનંદ અવિનાશ વિલાસીક વિવિધ વિધારન. ૨
લોક ચતુર્દશ દ્વંદ ફંદ ફના કરન સુધારન,
વિવિધ ભાત્ય ગુણ ગ્રંદવૃંદ વિધ અલગ ઉદારન. ૩
અગણિત ઈંડ કટાક્ષ પાક્ષ વસુ તમ પદ પર્મ,
અલંગ સલંગ એક તાસ આશ કોહુ જાણે ન મર્મ. ૪
હંસ નિવાસન ધામ ધણી તુમ પુરૂષ પુરાતન,
નમો નમો નિરવાણ પ્રાણ પતિ સચર સમાસન. ૫
પ્રકૃતિ બિનું ધન્ય પુરૂષ પલકમે ખલક ઉપાસક,
આન્ય ધામ પતિ દેવ યુગલ શક્તિ તન આશક ૬
તબ દેવનકે દેવ સકલ શિર હો તુમ કૈવલ,
સાક્ષિવંત શુદ્ધ સલંગ પ્રૌઢ પદ પુરૂષ એકલમલ ૭
જય કરૂણામય કંથ અંત મધ્ય આદ્ય પરાપર,
હંસ રૂપ સ્તુતિ કુવેર નિજ ગ્રંથ કરન સ્વર ૮

સાખી

મંગલાચરણ પ્રથમ એહી, ધરન સજન ઉર ધ્યાન,
અબ ગ્રંથન પ્રારંભહુ, સુનહો સંત સુજાન. ૯
લોક અસંખ્ય ઉત્પન્ન ગતિ, સપ્ત દ્વીપ સુર ધામ,
સો સબ ગ્રંથમે ભાખેહુ, વિવિધ ભાત્ય ગુણ ગ્રામ. ૧૦
સકલ અંગ ભિન્ન ભિન્ન ગતિ, અરથ બોધ શુભ સાર,
કહેં કુવેર કરકે કહું, સંશે હરન ભવપાર... ૧૧

સંશે હરન મતિ શુદ્ધ કરન, દહન દીર્ધ ભવરોગ,
કૃપાસિંધુ કૈવલ તણો, દઈ ગયે લક્ષ અમોધ. ૧૨
ભ્રાંતિભંજ અનુભવ જીનુ, સુનેહુ સુઝહી પદ પુંજ,
પુરણ પદ પરમાત્મા, મીલહી બાલ ગતિ કુંજ. ૧૩
અકલ પંથ અદ્‌ભુત મત, કઢેહુ કઠણ કલીમાંય,
જેહી જેહી જીવ શરણાંગત, ભયેહુ તેહુ ને ભયે નાંય. ૧૪
નિગમ ચતુર ખટ મત વટી, કથે જ્ઞાન અતિ ગૂઢ,
પરમમોક્ષ સમજે નહિ, જીવ મંદ મતિ મૂઢ. ૧૫
પરઉપકાર પરમપદ, કહેહુ કાહુ નહિ ચીન,
કહો સતગુરૂ તબ ક્યા કરે, ભવકી ટળી ન ભિન્ન. ૧૬
ભક્તિ જ્ઞાન વૈરાગકે, સકલ શાસ્ત્ર ફલ ટેર,
સહુ સંપત્ત સુખ પાઈએ, ભેટત સાહેબ કુવેર. ૧૭
ચિદાનંદ ચકવે પતિ, ગતિ કરન મન શાંત,
આયેહુ જુગ દરશાવવા, ઘટ ઘટ કૈવલ ક્રાંત. ૧૮
રોમરોમ રજરજ ગતિ, મતિ મનોહર જ્ઞાન,
દિવ્ય દેશ વિવિધીવિધ, કરી ગયે સકલ પહેચાન. ૧૯
ઉચરે ગ્રંથ અગાધહી, કલી મલ હરન અજ્ઞાન,
નાથ કરનકુ દેઈ ગયે, સજ્જનકુ પય પાન. ૨૦
ગુરૂ મેરા ચૈતનચિદ્, આયેહુ મનુતન ધાર,
જનમમરણ ભય ભવતણો, સંશય દીયો નિવાર. ૨૧
ભવ તારનાકે કારણે, કર્તા ભયે સાકાય,
કુવેર અનુભવ જ્ઞાનસે, દીના અલખ લખાય. ૨૨
અલખ લખવાન જે લખે, જીનુ ગતિ ઉગ્ર અસલ,
બીનું પ્રેહેતન પદ પાઈએ, પરમમોક્ષ કૈવલ. ૨૩

## ▲ સ્તુતિ ▲

કૈવલં ચિદેનં અવ્યે નં વયનં, દ્રીધનં લઘુયં અમોહં અમસ્તુ.
નિરાલંબનારાયણં અહં ન વર્ણેયં, નયેતિ નિર્ણેયં પ્રણાયં પરંતુ.
જપેનં જપાયં કાયં નં મયાયં, મનાતીત મગોયં સ્વયં તમસમસ્તુ.
જાહાં નં ધાતા ધ્યેયંનં વિછંદં, વિનંય જે કરૌતી વિવિર્જિત વસ્તુ.
વિધિવૈ વેદંતં અચંત્યે નચંતં, સુનાતી સનાતં જે નાથં અનંતુ.
અગાધં બોહોધં લહે જન મહાદં, કુવેરં તેયં મમ નમામિ નમસ્તુ.

- પરમગુરુ શ્રી કરૂણાસાગર રચિત.

## 卐 જયવિધિ 卐

આદ્ય સક્ત સ્વરાજ કરૂણેશ કૈવલ કર્તા કી જય
શ્રી કૃષ્ણસ્વામી મહારાજ કી જય
શ્રીમંત કરૂણાસાગર ભગવાન કી જય
શ્રી નરવેદસાગર મહારાજ કી જય
શ્રી મહાન તપસ્વી રઘુરામ મહારાજ કી જય
શ્રી પરમહંસ સુખાનંદ મહારાજ કી જય
શ્રી લક્ષ્મણદાસ મહારાજ કી જય
શ્રી મોહનદાસ મહારાજ કી જય
શ્રી કપિલદાસ મહારાજ કી જય
શ્રી સબ સંતન કી જય
શ્રી સબ દેવન કી જય
શ્રી જ્ઞાન સંપ્રદાય કી જય
શ્રી કાયમ પંથ કી જય
શ્રી ગુરુગાદી સારસાપુરી કી જય
શ્રી કૈવલ ધામકી જય
શ્રી કથા પ્રારંભકા સત્ કૈવલ સાહેબ

# જ્ઞાન ભક્તિ વૈરાગ નિરૂપણ ગ્રંથ
## પરમગુરૂ શ્રી ભગવાન કરૂણાસાગર રચિત

(રાગ - દોહા)

प्रथम ग्रंथ प्रारंभहु । जय कैवल पति इश ॥
ज्ञान भक्ति वैराग पद । भाखहु समल सरेश ॥ १ ॥

જ્ઞાન સમ્પ્રદાયના આદ્ય સ્થાપક પરમગુરૂ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે હે કૈવલપતિ ! હું પ્રથમ આપશ્રીની જય પોકારીને જ્ઞાન, ભક્તિ અને વૈરાગનું વર્ણન કરવા માટે આ ગ્રંથનો પ્રારંભ કરું છું.

जेसेही पत्र उदीत वृक्ष । युगल भक्ति वैराग ॥
मध्य डीर अंकुर वित्त । सो निज ज्ञान विभाग ॥ २ ॥

જેવી રીતે વૃક્ષનો છોડ જ્યારે ઊગે છે ત્યારે તેનાં બે પાંદડાની વચ્ચે ડીર રૂપ અંકુર રહેલું હોય છે. તેવી જ રીતે ભક્તિ અને વૈરાગ રૂપ બે પાંદડાની વચ્ચે નીજચૈતન જ્ઞાન રૂપ અંકુરનો વિભાગ સમાયેલો હોય છે.

संजम त्रिये एकता रस । बढत वृक्ष अद्‌भुत ॥
सहित भक्ति वैराग तीमु । ज्ञान सरल अनुसुत ॥ ३ ॥

તે બે પાંદડાં અને ડીર એ ત્રણે એક રસ થવાથી અદ્‌ભુત રીતે વૃક્ષની વૃદ્ધિ થાય છે. તેવી જ રીતે ભક્તિ અને વૈરાગમાં જ્ઞાન એકમેક થવાથી જ્ઞાની પુરુષોના જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે.

वृक्ष पत्र वस्तरवत् । तजे सजे अनुराग ॥

त्यौ निज ज्ञान पुरुष सत् । भूक्षण भक्ति वैराग ॥ ४ ॥

વૃક્ષને પાંદડા સાથેનો સંબંધ વસ્ત્રની માફક હોવાથી વસંત ઋતુમાં તે તેનો ત્યાગ કરે છે અને પ્રેમપૂર્વક નવીન પાંદડા પુનઃધારણ પણ કરે છે. તેવી જ રીતે નિજ ચૈતન દર્શિજ્ઞાન સત્ય પુરુષ રૂપ છે, અને તેના આભુષણ રૂપ ભક્તિ તથા વૈરાગ છે.

पहेल उदीत त्रीये मही जेही । सो निज कहहु अनाद ॥

सूनहो संत मम शुद्ध चित्ते । धरी मन मोद हुलाद ॥ ५ ॥

તે ત્રણની અંદર પહેલાં કોની ઉત્પત્તિ થઈ તે વિષે હું કહું છું. જેથી હે મારા સંત ભક્તજનો ! તમે તમારા મનમાં આનંદ-ઉલ્લાસ ધારણ કરીને શુદ્ધ ચિતથી શ્રવણ કરો.

पूरव आद्य बीजग थकी । उदीत भइत अंकुर ॥

पुष्टि करन पीछु ते लीये । युगल सो पत्र सफुर ॥ ६ ॥

પ્રથમ આદિમાં બીજગનો ઉદય થવાથી અંકુર ઉત્પન્ન થયું, ત્યાર પછી તેની પુષ્ટિ થવાથી તેમાંથી બે પત્રો સ્ફુરાયમાન થયાં.

तेसेही ज्ञान अगम थकी । अशुभ तजे शुभ राग ॥

राग अंग भक्ति पद । त्याग सोही वैराग ॥ ७ ॥

તેવી જ રીતે માનવને પ્રથમ જ્ઞાન થવાથી અશુભ કર્મોનો ત્યાગ કરી સારાં કર્મો કરવા પ્રત્યે પ્રેમ થાય છે. તે પ્રેમના અંગ રૂપ ભક્તિ પદ છે, અને ત્યાગના અંગ રૂપ વૈરાગ છે.

ज्यौ वीजग अंकुरसे । प्रगटे पत्र पराग ॥

त्यौ निज ज्ञान समज थकी । उपजे भक्ति वैराग ॥ ८ ॥

જેવી રીતે બીજગના અંકુરથી પરાગ રૂપ પાંદડાનો ઉદય થાય છે, તેવી જ રીતે સમજ રૂપ નિજ આત્મજ્ઞાનથી ભક્તિ અને વૈરાગની ઉત્પત્તિ થાય છે.

तेहुत्ये ज्ञान सो आगहु । त्याग भक्ति सोहु पीछ ॥
सर्वज्ञे सोही समजही । जीनु अनुभव गति प्रीछ ॥९॥

તેટલા માટે જ જ્ઞાન એ સૌથી આગળ છે અને ભક્તિ તથા વૈરાગ એ બંને પાછળ છે. તે સર્વજ્ઞ જ્ઞાનની સમજથી શ્રેષ્ઠ પ્રકારના અનુભવની તેમજ ગતિની ઓળખાણ થાય છે.

त्रीये लक्ष शुभ दक्षके । जीने जेहुके अधिकार ॥
उत्तम मध्यम कनिष्टके । ए तिनुके त्रिये सार ॥१०॥

તે ત્રણ લક્ષ જે જેના અધિકાર પ્રમાણે પવિત્ર ઉપદેશમય છે. એવા શ્રેષ્ઠ સાર રૂપ ત્રણ લક્ષ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણ પ્રકારે રહેલા છે.

उत्तमकु लक्ष ज्ञानके । मध्यमकु सर्व त्याग ॥
कनिष्टकु क्रिया भक्तिके । नाम रुप गुण ग्राज्य ॥११॥

જ્ઞાનનો લક્ષ સર્વમાં ઉત્તમછે. ત્યાગનો લક્ષ મધ્યમપ્રકારનો છે અને નામ, રૂપ તથા ગુણને ગ્રહણ કરનાર ભક્તિની ક્રિયા કનિષ્ઠ છે.

वृक्षपत्र हद्य गांठ ल्यौ । डीर गत्य गगन निहाल ॥
त्यौ निज भक्ति वैराग पर । ज्ञान सो उरध विशाल ॥१२॥

વૃક્ષનાં પાંદડાની હદ ગાંઠ સુધી હોય છે અને તે પાંદડાની વચ્ચે જે ડીર રહેલી છે, તેની ગતિ ઉર્ધ્વગામી માલુમ પડે છે. તેવી જ રીતે નિજ ભક્તિ અને વૈરાગની ઉપર ઉર્ધ્વ સ્વરૂપે શ્રેષ્ઠ જ્ઞાન રહેલું છે.

आरध मति गत्य भक्तिकी । सहित वैराग समेत ॥

दीरध गति दिव्य ज्ञान है । चिनही सो वैराग ब्रह्मवेत ॥१३॥

ભક્તિ અને વૈરાગની ગતિ અલ્પ બુદ્ધિવાળી છે અને દિવ્ય જ્ઞાન ગતિ મહાન છે. તેથી હે વૈરાગી બ્રહ્મવેત્તા પુરુષો ! આ હકીકતને જાણવા તમે પ્રયત્ન કરો.

ज्ञान भक्ति वैरागके । अंग एक त्रिये नाम ॥

ज्ञान शिर भक्ति भूज । त्याग दाहन ओरु वाम ॥१४॥

જ્ઞાન, ભક્તિ અને વૈરાગએ ત્રણેયનું એક જ અંગ છે, પરંતુ તેમની ક્રિયા અનુસાર જુદા જુદા ત્રણ નામ ધારણ કરાવેલા છે. કારણ કે શરીરમાં શ્રેષ્ઠ સ્થાન ભોગવનાર મસ્તક રૂપે જ્ઞાન છે અને જમણા તથા ડાબા હાથ રૂપે ભક્તિ તથા ત્યાગ છે.

बरनहु पूज्य प्रताप पुनि । त्रिये लक्षके दक्ष सार ॥

ज्ञान भक्ति वैरागके । विविधि विमळ विस्तार ॥ १५ ॥

પરમપૂજ્ય કૈવલ કર્તાના પ્રતાપથી જ્ઞાન, ભક્તિ અને વૈરાગ એ ત્રણ લક્ષના સાર રૂપ પવિત્ર ઉપદેશનું જુદી જુદી રીતે વિસ્તાર પૂર્વક હું વર્ણન કરું છું.

मुखक लक्ष कहु भक्तिके । सुणहो संत धरी कान ॥

बिच बरनन करुं त्यागके । पीछे कहेहु शुद्ध ज्ञान ॥१६॥

ભક્તિનાં મુખ્ય લક્ષણ વિષે હું કહું છું તેને હે સંત ભક્તજનો! તમે કાન દઈને શ્રવણ કરો. વચમાં હું ત્યાગનું વર્ણન કરીશ અને ત્યાર પછી શુદ્ધ ચૈતનદર્શિ જ્ઞાન વિશે કહીશ.

भक्ति अनिन शुभ सलिल । मलिन भव रजक गुरुदेव ॥

साबु वैराग शल्या सत् । पटक लीये पट एव ॥१७॥

પવિત્ર જળ રૂપ દાસાતનપણાવાળી ભક્તિ છે અને જગતનો અજ્ઞાન રૂપ મેલ દૂર કરનાર ધોબી રૂપ ગુરુદેવ હોઈ વૈરાગ રૂપ સાબુ વડે સત્ય રૂપ શલ્યા ઉપર કપડા પટકીને તેનો મેલ દૂર કરે છે.

(રાગ – ભુજંગી છંદ)

बिनु निज भक्तिसे मुक्ति न पायं ।

त्रिविधं तापं बुझनं कदायं ॥ १ ॥

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે નિજ કેવલ કર્તાની ભક્તિ સિવાય કોઈને મુક્તિ પ્રાપ્ત થતી નથી. તેથી સંસારના ત્રિવિધિતાપ કદાપિ બુઝાતા નથી.

बिनु तप्त बुझं चितं स्वांतियं ।

बिनु चित्त स्वांतं नचिनं रहायं ॥ २ ॥

તે ત્રિવિધિતાપ બુઝાયા સિવાય માનવોનું ચિત્ત શાન્ત થતું નથી અને તે ચિત્ત શાન્ત થયા સિવાય નિશ્ચિતપણે રહી શકાતું નથી.

बिनु चित्त नचिनं मलीनं मन मनायं ।

ज्यौ ज्यौ मन मलीनं नैनं मोक्ष दायं ॥ ३ ॥

ચિત્ત શાન્ત થયા સિવાય મન મલિનદશામાં જ રહે છે અને જ્યાં સુધી મન મલિન રહે છે, ત્યાં સુધી તે ચૈતનનો મોક્ષ થતો નથી.

बिनु मोक्षदायं अकामं सकायं ।

मनुष्या जनम व्रथायं बहायं ॥ ४ ॥

મોક્ષ પ્રાપ્ત થયા સિવાય માનવનું પંચભૌતિક શરીર અર્થહીન જ છે. જેથી તેઓનો સર્વોત્તમ માનવ જન્મ વ્યર્થરીતે વહ્યા જાય છે.

फांसु मात तातं सतापं सहायं ।

भारतं मारंतं गमारं धरायं ॥ ५ ॥

તેવા માનવોએ પોતાનાં માતા-પિતાને કષ્ટ આપી ખોટી રીતે ફસાવ્યા છે. વળી તેવા ગમાર જીવો પૃથ્વીને વ્યર્થ રીતે ભારે મારે છે.

धिक्कं धिक्कं देहंत्वं धरायं ।

सच्चिदासो नंदंहुनंदं सरायं ॥ ६ ॥

તેવા માનવોએ મનુષ્ય દેહ ધારણ કરેલો હોવા છતાં તેમને ધિક્કાર છે. કારણ કે તેઓ સચ્ચિદાનંદ બ્રહ્મની નિંદા કરે છે.

(સાખી)

एतेही काज अकाजही । होत भक्ति बिनु सोय ॥

तेहुते समज सकल ग्रहो । भक्ति अनिन सर्व कोय ॥१॥

ભક્તિ સિવાય એટલાં (ઉપર દર્શાવેલ) કાર્ય અને અકાર્ય થાય છે. તેટલા માટે હે મુમુક્ષુ સજ્જનો ! તમે સર્વ કોઈ દરેક પ્રકારની સમજ દ્વારા દાસાતનપણાવાળી ભક્તિ ગ્રહણ કરો.

सुणहो संत श्रुति साख्यही । विश्व वदित यश जेह ॥

अनंत कोटि भव तरी गये । अनिन भक्ति करी नेह ॥२॥

અનંત કોટી ભક્તો પ્રેમપૂર્વક દાસાતનપણાવાળી ભક્તિ કરીને ભવસાગર તરી ગયા. તે વિષે વિશ્વવિખ્યાત સંતપુરુષોની અને શ્રુતિની સાખ્ય તમે શ્રવણ કરો.

(રાગ – સોરઠા)

ध्रुव अमरीष प्रहेल्लाद । नारद भ्रथ विभीषण जे ॥

रुखमांगद अंगद । अनिन भक्ति हनुमंत भजे ॥ १ ॥

ધ્રુવજી, અંબરિષ રાજા, પ્રહેલાદ, નારદમુનિ, ભરત, વિભીષણ, રૂખમાંગદ, અંગદ અને હનુમાનજી વગેરે ભક્તોએ દાસાતનપણાવાળી ભક્તિ કરી હતી.

वाल्मिक मुनि व्यास । जास उग्र बुद्धि निगम वदे ॥

शंभु धारण धर शेष । अनिन भक्ति दृढ चतुर रुदे ॥ २ ॥

વાલ્મિક ઋષિ, વ્યાસ મુનિ, પોતાની ઉગ્રબુદ્ધિથી વેદોની રચના કરનાર બ્રહ્મા, શંકર અને પોતાના શિર ઉપર પૃથ્વીને ધારણ કરનાર શેષજી વિગેરેના હૃદયમાં દઢતાવાળી અનિન ભક્તિ હતી.

तुलसीदास जयदेव । मेव सुर अति उचरे ॥

अनिन भक्ति अहंमेव । मेव सिर सकल धरे ॥ ३ ॥

તુલસીદાસ મહાત્મા અને જયદેવ મુનિએ દેવી ગતિવાળી અપાર વાણીનો ઉચ્ચાર કર્યો છે. તેમની વાણીમાં તેમણે દાસાતનપણાવાળી ભક્તિને સર્વના શિર ઉપર ધારણ કરાવીને શ્રેષ્ઠ વર્ણવી છે.

रामानंद निमानंद । विष्णुशाम माध्वाचार सखे ॥

प्रगट कळीमांही वंद । अनिन भक्ति यश सकल विखे ॥४॥

કળીયુગમાં પ્રગટ થયેલા રામાનંદ, નિમાનંદ, વિષ્ણુશ્યામ અને માધવાચાર્ય એ ચાર આચાર્યો અનિન ભક્તિ દ્વારા સુક્તિ પ્રાપ્ત કરીને વંદનીય-પૂજનીય થયા હતા.

(દોહા)

एही सब संत शिरोमणि । सरल रता रसरीत ॥

तन मन धन हरि शरणपे । अनिन भक्ति परतित ॥ १ ॥

એ સર્વ શિરોમણિ સંતપુરુષો સરળ સ્વભાવના હોઈ ભક્તિ રસમાં પ્રેમધરાવતા હતા. તેમણે પોતાનાં તન, મન અને ધન પ્રભુ પ્રત્યે વિશ્વાસ રાખી દાસાતનપણે પરમાત્માના ચરણોમાં અર્પણ કર્યાં હતા.

ओर संत अगणित घणे । प्रतित प्रेम अनुराग ॥

अनिन भक्ति उर सबनके । मनु यश गवन उमाग ॥२॥

બીજા અસંખ્ય સંતપુરુષો પણ ભક્તિ પ્રત્યે વિશ્વાસ અને પ્રેમ રાખતા હતા. તે દરેકના હૃદયમાં અનિન ભક્તિ પ્રત્યે અત્યંત ઉમંગ હતો. તેથી તેમના માનવદેહની કીર્તિ વિશ્વમાં ફેલાઈ હતી.

(રાગ - રવેણી)

भक्ति अनिन दीन लीन मन सबनके ।

उदित प्रकाश भास ज्यौ त्यौ तेज रबके ॥ १ ॥

ઉદયથી અસ્ત થતા સુધી સૂર્યનો પ્રકાશ સમ્પૂર્ણ રીતે ભાષ્યમાન થાય છે. તેવી જ રીતે તે સર્વ ભક્તોનાં મન પ્રારંભથી તે અંત સુધી દીનતા અને દાસાતનપણાવાળી ભક્તિમાં તલ્લીન થઈ ગયેલા હતા.

સ્થાવર જંગમ જળ થળ જેતા ।

अचर चराचर जीव जग तेता ॥ २ ॥

જળમાં નિવાસ કરતા અને પૃથ્વી ઉપર નિવાસ કરતા સ્થાવર તેમજ જંગમ જાતિના જેટલા જીવો આ વિશ્વમાં છે.

तिनु सर्व प्रेम प्रित्य अनुरागा ।

जीन जेहुसे एकताइ पद पागा ॥ ३ ॥

સર્વ જીવોને ભક્તિ પ્રત્યે અનુરાગ રૂપ પ્રેમ અને પ્રીતિ હોય છે. કારણ કે તે ભક્તિ વડે જ પરમપદની એકતા સાધી શકાય છે.

सोही एकताही चाही चित्त नित्य सर्वनां ।

वंछित अन्न जळ भ्रखत ल्यौ पवनां ॥ ४ ॥

તે પરમપદની સાથે એકતા રાખવા ઈચ્છતા સર્વ મુમુક્ષુ માનવોનાં ચિત્ત સર્વદા ભક્તિ પ્રત્યે હોવાથી તેઓ અન્નજળનો ત્યાગ કરી ફક્ત પવનનું જ ભક્ષણ કરે છે.

एही परकार सार सर्व चिन्या ।

विविध भात्य भिन्न भिन्न रंग भिन्या ॥ ५ ॥

એ પ્રમાણે સર્વ કોઈ શ્રેષ્ઠ વસ્તુને જાણ્યા બાદ વિધવિધ પ્રકારના જુદા જુદા રંગે રંગાઈ ગયા છે.

यौ सर्व जीव एक एकपे आधिनसे ।

सोहु निज प्रेम भक्ति तेहु तिनसे ॥ ६ ॥

એવી રીતે સર્વ જીવો એકબીજાને આધિન રહી નિજ ભક્તિ પ્રત્યે સત્ય પ્રેમ રાખે છે.

तब तेहुंसे सर्व रुचित सवांदु ।

अद्वैत द्वैत जब भये अनादु ॥ ७ ॥

જ્યારે અનાદિના એક અદ્વૈત કર્તાપદમાંથી દ્વૈત સ્વરૂપે સર્વ અંશો છુટા પડ્યા ત્યારે તેમને ઈન્દ્રિયોના સ્વાદ રૂચિકર લાગવા માંડ્યા.

प्रसिद्धि सकल सुख युगल समेता ।

अद्वैतपद कहो कुण कीनु हेता ॥ ८ ॥

એકમાંથી બીજુ થવાથી પ્રસિદ્ધપણે સર્વને સુખ થાય છે. કારણ કે એક અદ્વૈતપદ પ્રત્યે કોને હેત ઉત્પન્ન થાય છે ? તે કહો.

ग्रममात संजुक्त पये नांही ।

प्रसव द्वैत बाळक दुध पांही ।। ९ ।।

જ્યાં સુધી ગર્ભરૂપ બાળક માતાના ઉદરમાં સંયુક્તપણે રહે છે, ત્યાં સુધી તે બાળકને પયપાન કરવાની આવશ્યકતા પડતી નથી. પરંતુ તે બાળકનો પ્રસવ થતાં માતાથી જ્યારે તે બાળક અલગ થાય છે, ત્યારે તેને દૂધ પીવાની આવશ્યકતા પડે છે.

त्यौ निज जन बिनु द्वैत सनेहु ।

गुरु सच्चिदानंद हारद न देहु ।। १० ।।

તેવી જ રીતે દ્વૈત રૂપ જગત પ્રત્યે સ્નેહ રાખ્યા સિવાય નિજ ભક્તજનને ગુરુ પોતે સચ્ચિદાનંદ બ્રહ્મનું હારદ અર્પણ કરતા નથી.

ज्यौ निध छीप स्वांति रत्य तेहा ।

प्रतित प्रेम प्रगट थात मेहा ।। ११ ।।

જેવી રીતે સમુદ્રમાં સ્વાતિ નામક માછલીને અત્યંત પ્રેમપૂર્વકનો સ્નેહ (વ્રેહ) ઉત્પન્ન થાય છે, ત્યારે જ તેના વિશ્વાસ અને પ્રેમના પરિબળથી વરસાદ પ્રગટ થાય છે.

प्रेम अनंग सकल घट सोई ।

युगल रमण बिनु प्रगट न होई ।। १२ ।।

પ્રત્યેક ઘાટોમાં કામદેવ (વિષયવાસના) પ્રત્યે પ્રેમ હોય છે. પરંતુ બંનેના વિલાસ સિવાય તે વિષયવાસના બહાર પ્રગટપણે માલુમ પડતી નથી.

काष्ट पहाण मध्य अग्न निवासु ।

द्वैत गहन बिनुं नहिन प्रकासु ॥ १३ ॥

લક્કડ અને પત્થરની અંદર અગ્નિએ નિવાસ કરેલો છે. પરંતુ બીજી વસ્તુની સાથે તેને ઘર્ષણ કર્યા સિવાય તેમાથી અગ્નિ પ્રગટ થતો નથી.

तम निज चैतन सकल सहाइ ।

बिन सत्‌गुरु संघ दरशन न पाई ॥ १४ ॥

તેવી જ રીતે નિજ ચૈતન-અંશો દરેક ઘાટોમાં શોભી રહેલા છે. પરંતુ સાચા ગુરુના સંગ સિવાય તેના દર્શન થઈ શકતા નથી.

तप्त तेज हेज अनुसुत तोइ ।

द्वैत आभ्र बिनु व्रख्या न होई ॥ १५ ॥

સૂર્યનાં તેજસ્વી કિરણો સમુદ્રના અથાગ જળ ઉપર પડવાથી જળ તપે છે. પરંતુ તેમાંથી વરાળ ઉત્પન્ન થઈ તેના વાદળ બંધાયા સિવાય વરસાદ વરસતો નથી.

कैवलपद तेम तेज निज सोहु ।

करुणा निर बिनु भक्ति न होहु ॥ १६ ॥

તેવી જ રીતે કૈવલપદ સ્વયં પ્રકાશિત છે. પરંતુ જળ રૂપ (શ્રી પરમગુરુની) કરૂણા સિવાય તે કૈવલપદની ભક્તિ થઈ શકતી નથી.

लोक चतुर्दश यश वश रंगी ।

द्वैत आधिन पद प्रेम उमंगी ॥ १७ ॥

ચૌદલોક કીર્તિના રંગને વશ થયેલા છે, પરંતુ દ્વૈત રૂપ પરમપદને આધિન થવાથી તે પદ પ્રત્યે પ્રેમ અને ઉમંગ થાય છે.

युगल युगल बिनु सकल अपंगा ।

सूक्ष्म स्थूल तन कीट पतंगा ॥ १८ ॥

સૂક્ષ્મદેહના તેમજ સ્થૂલ દેહના કીટ, પતંગ વિગેરે એકબીજાના જોડાણ સિવાય સર્વ ઘાટો અપંગદશા જ ભોગવે છે.

जड बिनु चैतन करत न ज्ञाना ।

बिनु चैतन जड शून्य समाना ॥ १९ ॥

જેવી રીતે પંચભૌતિક જડ ઘાટ સિવાય ચૈતન-અંશ કોઈને જ્ઞાન કરી શકતો નથી અને ચૈતન-અંશ સિવાય પંચભૌતિક જડ દેહ શૂન્યવત્ જ રહે છે.

द्वैत बिना नहि हास बिलासा ।

युगल मिल्ये पद पूज्य प्रकाशा ॥ २० ॥

દ્વૈત રૂપ જગતની સાથે સંબંધ રાખ્યા સિવાય કોઈને અન્ય પ્રત્યે હાસ્ય વિનોદ ઉત્પન્ન થતો નથી તેમ અંશને અંશીપદ સાથે મેળાપ થવાથી પૂજનીય પરમપદ પ્રકાશિત થાય છે.

प्रकृति पुरुष तन मूळ एनादि ।

अद्वैत ईत भय सकल सवादि ॥ २१ ॥

પુરુષ અને પ્રકૃતિનાં શરીર મૂળ અનાદિનાં છે. તેઓ સર્વ અદ્વૈતપદમાંથી છૂટા પડી આ બાજુ આવ્યા બાદ ભક્તિરસમાં સ્વાદ લેતા થયા હતા.

सोहु निज स्वाद भक्ति रस भेदा ।

कहत पोकार चारु सत वेदा ॥ २२ ॥

ચાર વેદ પણ સત્ય પોકાર કરીને કહે છે કે નિજપદનો આસ્વાદ લેવા માટે ભક્તિરસનો ભેદ અવશ્ય સ્વીકારવો પડશે.

निगम निरुप स्वरुप सराये ।

ताई विमळ यश सब जन गाये ॥ २३ ॥

વેદો ભક્તિના સ્વરૂપનું નિરૂપણ કરીને તેની સરાહ્યના કરે છે. વિશ્વના સર્વ સુજ્ઞ માનવો પણ તે નિર્મળ ભક્તિના ગુણગાન ગાય છે.

गावत यश जीनुं मोक्षही पावा ।

ताते सकल सर्व करतही चहावा ॥ २४ ॥

જેને પરમમોક્ષ પ્રાપ્ત કરવો છે, તેઓ ભક્તિના યશ ગાય છે. તેટલા માટે જ તેઓ સર્વ ભક્તિની ચાહ્યના કરે છે.

व्याकरण भास अभ्यास अनंतु ।

कथत वाणी सर्व छाणही तंतु ॥ २५ ॥

ઘણા જ અભ્યાસને અંતે વ્યાકરણ ભાષા ભાષ્યમાન થાય છે અને સર્વ પ્રકારની વાણીનું કથન કરવાથી તત્ત્વોની છણાવટ કરી શકાય છે.

शास्तर खट घट मठ पट शोधे ।

विधि नखेद भेद भव बोधे ॥ २६ ॥

છ શાસ્ત્રોમાં, દરેકના હૃદયોમાં, મંદિરોમાં અને અંતરપટમાં મુમુક્ષુ માનવો ભક્તિની શોધ કરે છે. વળી બ્રહ્માએ અદ્વૈતપદમાં ભક્તિનો નિષેધ કર્યો છે, છતાં તેમણે વિશ્વના માનવોને તે ભક્તિનો ભેદ જાણવા માટે ઉપદેશ કર્યો છે.

सर्व मिलि सार सिद्धान्त निकारे ।

भक्ति अनिन पद प्रगट पोकारे ॥ २७ ॥

ઉપર પ્રમાણે તે સર્વ મળીને ભક્તિનો સાર અને સિદ્ધાંત

જાહેરમાં પોકાર કરીને એવો પ્રગટ કર્યો છે કે દાસાતનપણાવાળી ભક્તિનું પદ શ્રેષ્ઠ છે.

पुराण अष्टादश यश जेही भेदा ।

वदीत सत् भक्ति ओर नखेदा ॥ २८ ॥

જેણે કીર્તિનો ભેદ પ્રાપ્ત કર્યો છે. એવા અઢાર પુરાણોમાં પણ અન્યનો નિષેધ કરીને સત્ય ભક્તિનું વર્ણન કર્યું છે.

विप्र सकल मुनिजन ऋषि राचे ।

भक्ति अनिन दीन होई प्रभु जाचे ॥ २९ ॥

સર્વ બ્રાહ્મણો, મુનિજનો અને ઋષિઓ નમ્રતા પૂર્વક પ્રભુ પાસે અનિન ભક્તિની યાચના કરે છે.

संत अनंत कोट उर आसे ।

प्रेम भक्तिरस प्रगट प्रकासे ॥ ३० ॥

અનંત કોટી સંત પુરુષોના હૃદયમાં પણ ભક્તિરસ પ્રત્યે શ્રદ્ધા અને પ્રેમ જાહેર રીતે પ્રકાશે છે.

चौदेइ लोक मोक्ष सोहु बरणे ।

भक्ति सुभग पद सद करी नरणे ॥ ३१ ॥

એવી રીતે ચૌદલોક ભક્તિને સત્ય ને શ્રેષ્ઠ પદ તરીકે નિર્ણય કરી તેનાથી પ્રાપ્ત થતા મોક્ષપદનું વર્ણન કરે છે.

सुणहो संत मम सुघड सचेता ।

अनिनदास हरिजनही समेता ॥ ३२ ॥

હે મારા સુઘડ અને કૈવલ જ્ઞાનથી જાગ્રત થયેલા સંતપુરુષો તથા દાસાતનપણાવાળા ભક્તજનો વિગેરેને હું કહું છું તે તમે શ્રવણ કરો.

पही विधि सोज खोज हम करही ।

बिनहु भक्ति कोहु नहि निस्तरही ॥ ३३ ॥

એ પ્રમાણે મેં ભક્તિના સાજની શોધ કરી છે કારણ કે કૈવલ કર્તાની ભક્તિ કર્યા સિવાય કદાપિ કોઈનો નિસ્તાર થતો નથી.

ताते सकल जन ग्रहो मम चरणां ।

होई रहो दीन लीन अशरण शरणां ॥ ३४ ॥

તેટલા માટે જ હે સર્વ મુમુક્ષુ માનવો ! તમે કોઈનું શરણ ગ્રહણ કર્યા સિવાય મારા ચરણ ગ્રહણ કરીને નમ્રભાવે મારા શરણે જ રહો.

करहु सकल हम जबी भव पारा ।

देवुं पठवाइ निज धाम हमारा ॥ ३५ ॥

ત્યારે હું તમો સર્વને ભવપારંગત કરીને જ્યાં અમારું કૈવલ ધામ છે ત્યાં મોકલી આપીશ.

जाइ निज धाम परम सुख पावो ।

भवसंकट वट बहोर न आवो ॥ ३६ ॥

તે નિજ કૈવલ ધામમાં જઈને તમે પરમ અખંડ સુખ પ્રાપ્ત કરો. જેથી તમારે જન્મ-મરણ રૂપ મહાન દુઃખ ભોગવવા જગતમાં પાછા આવવું પડશે નહીં.

तेहुते अनिन निज भक्ति आराधो ।

गुरु मुख वचन संचन करी साधो ॥ ३७ ॥

તેટલા માટે તમે સર્વ તે અનિન ભક્તિની આરાધના કરો અને ગુરુના મુખમાંથી નીકળેલ કૈવલ જ્ઞાનયુક્ત ઉપદેશમય વચનોનો સંચય કરીને તેની સાધના કરો.

संशे सकल तजी तन मन अर्पो ।
शिश सहित मम चरण समर्पो ॥३८॥

વળી તમે સર્વ સંશયોને ત્યજી દઈ તમારા તન, મન સહિત શિશ મારા ચરણમાં સમર્પણ કરો.

रहोहु नचिन फेरी कीनसे न डरहो ।
होई अलमस्त उदये ल्युं फरहो ॥३९॥

ત્યાર પછી તમે કોઈથી પણ ડર્યા સિવાય નિચિંતપણે રહી શકશો અને ફરીથી સૃષ્ટિનો ઉદય થતાં સુધી અલમસ્તપણે વિશ્વમાં ફરી શકશો

हृदये कमळ मळ रहित विचरही ।
प्रेम प्रित्य रस रित्य समरही ॥४०॥

તમારા હૃદય કમળને મળથી રહિત-નિર્મળ બનાવીને વિશ્વમાં વિચરો અને પ્રેમપૂર્વક દરરોજ નિયમિત તે કૈવલ કર્તાનું સ્મરણ કરો.

गदगद कंठ गलित तन सारुं ।
मम चरण चित्त प्रेम अपारुं ॥४१॥

ગદગદિત કંઠે થઈ તમારા આખા શરીરને ગલિત બનાવી અત્યંત પ્રેમ પૂર્વક તમારું ચિત્ત મારા ચરણમાં રાખો.

रहेण दिवस अंश अनुसुत नेहु ।
आपा रहित ग्रहीत अहंमेहु ॥४२॥

તમારા અખંડ ચૈતન-અંશ સ્વરૂપની સાથે રાત્રિદિવસ તમે સ્નેહ રાખો અને અહંપણાનો ત્યાગ કરી શુદ્ધ અહંમેવ ગ્રહણ કરો.

इन्द्रि अनंग भंग रस रूपा ।
अंग सकल संघे प्रेम स्वरूपा ॥४३॥

દશ ઈંદ્રિયોના અનંગનો અને તેના રૂપરસનો ભંગ કરીને અન્ય સર્વ અવયવો પ્રત્યે પ્રેમસ્વરૂપે નિહાળો.

रोम रोम रग रग तन सारे ।

बिन निज प्रेम नेम सब टारे ॥४४॥

શરીરના પ્રત્યેક રોમેરોમ અને રગેરગ પ્રત્યે પ્રેમ રાખો. કારણકે પોતાના પ્રેમ સિવાય ધાર્મિક નિયમો વિગેરેનું પાલન થતું નથી.

अनिन बचन अहोनिश अनुरागा ।

मम पद पंकज कमळ चित्त लागा ॥ ४५ ॥

નમ્રતાવાળાં વચનો બોલવા પ્રત્યે તમો અહર્નિશ પ્રેમ રાખો અને મારા ચરણકમળમાં તમારું ચિત્ત પરોવેલું રાખો.

एहु निज लक्ष भक्ति रस भाखे ।

कहेहु सजन जेही रहु तेही पाखे ॥ ४६ ॥

જે સજ્જનો મારા પાસે રહે છે, તેઓને એવા નિજ લક્ષની ભક્તિના રસનું પાન કરવાનું હું કહું છું.

भक्ति अनिन एही जेही कोहु कीजे

अंतःकरण भजन हम रीझे ॥ ४७ ॥

એવી અનિન ભક્તિ જે કોઈ માનવો કરે છે, તેઓના સાચા અંતઃકરણ પૂર્વકના ભજનથી હું પ્રસન્ન થાઉં છું.

रीझहु भक्ति अनिन करे जेहु ।

कैवल मोक्ष परम हम देहु ॥ ४८ ॥

જે માનવો અનિન ભક્તિ કરે છે, તેઓ ઉપર હું પ્રસન્ન થાઉં છું. જેથી તેઓને હું પરમ કૈવલ મોક્ષ અર્પણ કરું છું.

कहे कुवेर सूणो मम दासा।

हम अवतार अकल अविनासा ॥ ४९ ॥

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે હે મારા ત્યાગી ગૃહસ્થી પ્રિય અનુયાયિઓ (નરનારી) ! તમે સર્વ શ્રવણ કરો કે હું અકળ અને અવિનાશી કૈવલ કર્તાના પરમવિશેષ અંશનો અવતાર છું.

(સાખી)

चौद तबक दशु दश दसा। जल थळ सप्त पाताल ॥

बिनु निज भक्ति अनिन मम। ओर सब आळ पंपाळ ॥१॥

ચૌદ તબક, દશ દિશાઓ, જળ, પૃથ્વી, સાત દ્વીપ અને પાતાળ વિગેરેમાં મેં દર્શાવેલ કૈવલ ભગવાનની અનિન ભક્તિ સિવાય અન્ય સર્વ બાબતો આળપંપાળ સમાન છે.

भक्ति अनंग त्रिया तन तणो। क्रिया जीनुं नैन नचाय ॥

मुसक बदन सो बोलावणो। मोलही प्रतक्ष पियु आय ॥२॥

જેવી રીતે ભક્તિ એ સ્ત્રીના શરીરના કામદેવ રૂપ હોવાથી તેની ક્રિયા નેત્રોને નચાવવાની છે. તે પોતાના હસતા મુખથી પોતાના પતિને બોલાવે છે. એટલે તેનો પતિ તેને પ્રત્યક્ષ આવીને મળે છે.

नैन नचावन प्रेम हे। मुसक वदन उर चाह्य ॥

अनंग अंग निज ध्यान हे। मम पद पति सद ग्राह्य ॥३॥

તેવી જ રીતે નેત્રો નચાવવાની જે ક્રિયા થાય છે તે પ્રેમના લીધે જ થાય છે અને હસતું મુખ રાખી પોતાના હૃદયમાં તે કૈવલ પતિની ચાહના રાખે છે. શરીરનો અનંગ (કામદેવ) તે અંશનું પોતાનું ધ્યાન છે. તે ધ્યાન વડે જ તે સાચા કૈવલપતિના ચરણ ગ્રહણ કરે છે.

भक्ति अनंग त्रिये तन विधि। प्रेम चाह्य कीये ध्यान ॥

सूणहो सजन मम शुद्ध चित्ते । करहो ताइ अविलान ॥४॥

પ્રેમ, ચાહ્યના અને ધ્યાન એ ભક્તિના અનંગના ત્રણ સ્વરૂપો છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે હે મારા સંત સજ્જનો ! તમે શુદ્ધ ચિત્તથી શ્રવણ કરો કે તે ભક્તિનું તમે અહર્નિશ અવિલાન કરો.

(છંદ–ભુજંગી)

एसी सजन भक्ति कीम न करोति ।

सदा सत् सोहाग परमपद पन्होति ॥ १ ॥

પરમકૃપાળુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે હે સજ્જનો ! તમે એવી શ્રેષ્ઠ ભક્તિ શા માટે કરતા નથી ? કારણ કે તેનાથી હંમેશા સત્ય પણે શોભી રહેલ પરમપદની પહેચાણ થાય છે.

आलोकं परलोकं जीनु पद प्रयेयं ।

रटं श्री विमुखं कारजनं श्रीयेयं ॥ २ ॥

આલોક અને પરલોકમાં જે પદ સૌથી શ્રેષ્ઠ છે, તે પદનું પોતાના મુખ વડે રટણ કરવાથી પોતાનું કલ્યાણ થાય છે.

जीवं सर्व विहारं संजमं आधारं ।

सरव्यं शक्त भक्ति सनेहं वधारं ॥ ३ ॥

ભક્તિ સાથેના જોડાણના આધારે સૃષ્ટિમાં સર્વ જીવો વિહાર કરે છે. એવી મહાન શક્તિશાળી ભક્તિનું સેવન કરવાથી પ્રભુ પ્રત્યેના સ્નેહમાં વૃદ્ધિ થાય છે.

विश्वनं स्वरुपं सने: संध विनोधं ।

तिमंते स्वरुपं भयं भक्ति बोधं ॥ ४ ॥

વિશ્વમાં ભક્તિના સ્વરૂપથી પરસ્પર સ્નેહ અને સોબત થવાથી આનંદ થાય છે. વળી તે ભક્તિના ઉપદેશથી અજ્ઞાનરૂપ અંધકારના સ્વરૂપનો ભય રહેતો નથી.

अनंतं प्रकारं रसं भक्ति भावं।

पिंडं ब्रह्मांडं सतंत्रं सहावं ॥५॥

તે ભક્તિભાવમાં અનંત પ્રકારના રસ રહેલા છે. વળી પિંડ અને બ્રહ્માંડમાં સર્વત્ર તે ભક્તિ સર્વને સહાયતા કરે છે.

एवं भक्ति व्याप्तं जांहां जम फळप्राप्तं।

उत्तमं भजनं कैवल पद पराप्तं ॥६॥

એવી આ ભક્તિ સર્વત્ર વ્યાપક રહેલી હોવાથી જ્યાં જેને જેવું ફળ જોઈએ ત્યાં તેને તેવું ફળ પ્રાપ્ત થાય છે અને ઉત્તમ પ્રકારે કૈવલ કર્તાનું ભજન કરવાથી કૈવલ પદ પ્રાપ્ત થાય છે.

(દોહા)

भक्ति सरल सर्व व्यापक। हेत विभाग जोनंग॥

ज्यांहां जम जेवी तांहां त्यम। उत्तम मध्यम उमंग॥१॥

સરળ ભક્તિ સર્વત્ર વ્યાપક હોવાથી તેનામાં હેતનો વિભાગ અધિક રહેલો છે. તેથી જ્યાં જેને જેવો ભાવ-પ્રેમ અને ઉમંગ હોય, ત્યાં તેનાથી તેવી ઉત્તમ અને મધ્યમ પ્રકારની ભક્તિ થાય છે.

मध्यम अलप उपासना। विषयानंद सुख जेह॥

उत्तम भजनानंद हे। कैवल मोक्ष सनेह॥२॥

મધ્યમ પ્રકારની અલ્પ ઉપાસના કરવાથી વિષયાનંદનું સુખ પ્રાપ્ત થાય છે અને ઉત્તમ પ્રકારના ભજનાનંદથી કૈવલ મોક્ષ પ્રાપ્ત થાય છે.

(રાગ - સોરઠા)

भक्ति सधन धन मेह । करन जीवन अंकुर उदयं ॥

व्रख्या बिना बीज जमी जेह । उगही न अनेक उपाय कीयं ॥१॥

ભક્તિ એ સઘન ઘન રૂપ વરસાદ સમાન હોવાથી જીવોના મોક્ષના અંકુરને ઉદય કરે છે. જેવી રીતે વરસાદ સિવાય અનેક ઉપાયો કરવા છતાં પૃથ્વીની અંદરના બીજ ઊગી શકતા નથી.

ऋतु बिना नांहीन न फलंग । खग मृग वृक्ष पशु मनुष तनु ॥

तम बिनु भक्ति अनंग । परम मोक्ष फल पावे नां जनु ॥२॥

વળી જેવી રીતે ઋતુ સિવાય પક્ષી, મૃગ, વૃક્ષ, પશુ અને મનુષ્ય વિગેરેના ઘાટો ફળીત થતા નથી. તેવી જ રીતે આરતપૂર્વકની ભક્તિ સિવાય પરમકૈવલ મોક્ષ રૂપ ફળ માનવોને પ્રાપ્ત થતું નથી.

सकल सुख दरस यैन । भक्ति चिंतामणि कल्पतरु ॥

करुणामय कामधेन । दिन दिन नवीन सरु ॥३॥

ભક્તિ એ ચિંતામણિ, કલ્પતરૂ અને કરૂણામય કામધેનુ સમાન હોવાથી ભક્તિના ઘરમાં સર્વ પ્રકારના સુખો દ્દશ્યમાન થાય છે અને તેનાથી દિનપ્રતિદિન નવીન જ સ્વરૂપો જોવા મળે છે.

सो न करहो मतिमंद । अंध क्यौ निरंधर नर ॥

प्रजासु छुटही भव फंद । छंत जीनु समरे स्वर ॥४॥

છતાં મંદ બુદ્ધિવાળા અને આંતરિક જ્ઞાન ચક્ષુથી રહીત માનવો તેવી શ્રેષ્ઠ ભક્તિ કરતા નથી. પ્રણવ સાથે અમર મંત્રનું સ્મરણ કરવાથી સંસારના બંધનોમાંથી અને જન્મમરણના ફંદમાંથી છૂટી શકાય છે.

(દોહા)

अखिल लोक अनुकरमनी । भक्ति रसायण धात्य ।।

अष्टसिद्धि नव निधि तांहां । जा घेर भक्ति सराध।।१।।

ભક્તિએ રસાયણ-ધાતુ સમાન હોવાથી અખિલ સૃષ્ટિના માનવો તેના અનુક્રમમાં આવી જાય છે. વળી જેના મકાનમાં ભક્તિની આરાધના હોય છે, તેને ત્યાં આઠ સિદ્ધિઓ અને નવ નિધ્ધિઓ પ્રાપ્ત થાય છે.

कोटी कलप जप तप करे । दुरलभ पावही पद पर्म ।।

सो सतगुरु निज भक्तिसे । तुरत बतावही मर्म ।।२।।

કરોડો કલ્પો સુધી જપ તપ કરવા છતાં પરમ કૈવલપદ પ્રાપ્ત થવું મહાન દુર્લભ છે. પરંતુ નિજ કૈવલ કર્તાની ભક્તિ કરવાથી તુરત સત્ગુરુ (સાચા ગુરુ) તે પરમ કૈવલ પદનો માર્ગ બતાવી દે છે.

(રાગ - રવેણી)

धन्य सतगुरु सोई भक्तिके दाता ।

जासु पावही अविन्यास विध्याता ।। १ ।।

ભક્તિના દાતાર એવા હે સત્ગુરુ ! આપને ધન્ય છે. કારણ કે તેવા સત્ગુરુ દ્વારા જ અવિનાશી કર્તાપદ પ્રાપ્ત થઈ શકે છે.

परम कृपालु दयाळ सनेहु ।

भवतारण कारण धरे देहु ।। २ ।।

તે પરમકૃપાળુ અને દયાળુ સત્ગુરુએ વિશ્વના માનવોનું કલ્યાણ કરવા માટે જ પ્રેમપૂર્વક માનવદેહ ધારણ કર્યો છે.

अविगत्य पुरुष अखंडित आदु ।

मनु तनसे धरी करही संवादु ।। ३ ।।

તે અનાદિ પુરુષ અવિગત અને અખંડ છે, પરંતુ તેમણે માનવદેહ ધારણ કરીને જ્ઞાનનો સત્સંગ કર્યો.

औठ हाथ तन सर्व सरेखा ।

गति मति भिन्न अरुढ अलेखा ।। ४ ।।

દરેક માનવનો સાડા ત્રણ હાથનો દેહ એક સરખો જ હોય છે. પરંતુ તે દરેકની ગતિ અને બુદ્ધિમાં ભિન્નતા હોવાથી સત્‌ગુરુ પોતે અલેખ અને અરૂઢ ગતિવાળા છે.

जाई विमल यश दश अवतारा ।

गावत उर धरी वारमवारा ।।५ ।।

વિશ્વના દશ અવતારો પણ તે સત્‌ગુરુના વારંવાર વિમળ યશ ગાઈને તેમને પોતાના હૃદય કમળમાં ધારણ કરતા હતા.

शेश माहेश विरंची गणेशु ।

करही वंदन जीनुं सुर सुरेशु ।।६ ।।

શેષ, શિવ, બ્રહ્મા અને ગણપતિ, વિગેરે દેવો તેમજ દેવોના પતિ ઈન્દ્ર વિગેરે પણ તે સત્‌ગુરુની વંદના-પ્રાર્થના કરતા હતા.

ए अनाध आध गुरु पदमी ।

लहत न जीव मति मरम अधरमी ।।७ ।।

એવા સત્‌ગુરુની પદવી આદિ અનાદિની છે. છતાં અધર્મી જીવો તે મર્મને જાણતા નથી.

अकल अमाप व्याप पख जीनकी ।

ग्रहे जेही शरण करही गति तिनकी ।।८ ।।

તે સત્‌ગુરુનો મત-પક્ષ અકળ, અમાપ અને વ્યાપક છે તેવા સત્‌ગુરુનું શરણ જેઓ ગ્રહણ કરે છે. તેમનું તેઓ કલ્યાણ કરે છે.

पर उपगार करन निज करता ।

धरी सत्‌गुरु तन विश्व विचरता ॥ ९ ॥

તે નિજ કર્તા વિશ્વના માનવો ઉપર મહાન પરોપકાર કરવા માટે સત્‌ગુરુનું શરીર ધારણ કરીને વિશ્વમાં વિચરતા હોય છે.

समज अनंत अंत नहि जाकी ।

बहु विधि साख्य भाख्य रसनाकी ॥ १० ॥

તે સત્‌ગુરુની સમજ રૂપ જ્ઞાન અનંત હોવાથી જેનો અંત આવી શકે તેમ નથી. તેઓએ પોતાની જીહ્‌વા વડે ગ્રંથોમાં ઘણા પ્રકારની સાખીઓનો ઉચ્ચાર કર્યો છે.

बोध अगाध वाद सर्व वेधी ।

परसावही पद परम अछेदी ॥ ११ ॥

તે સત્‌ગુરુનો મહાન અગાધ ઉપદેશ સર્વ પ્રકારના વાદ વિવાદને વેધે તેવો હોવાથી તેવા ઉપદેશ વડે છેદી ન શકાય તેવા પરમપદનો સ્પર્શ કરી શકાય છે.

पक्षपात विनु जात्य सहेतु ।

सरव सकल गत्य मोक्षके खेतु ॥ १२ ॥

તે સત્‌ગુરુના ઉપદેશની જાત કોઈપણ પ્રકારના પક્ષપાત સિવાયની હોવાથી તેમના પ્રત્યે હેત ઉત્પન્ન થાય છે. તેમની સર્વ પ્રકારની ગતિ અને મહેનત અખંડ મોક્ષના ક્ષેત્ર અર્થે જ હોય છે.

પરમગુરુ ભગવાન કરૂણાસાગર રચિત

(જ્ઞાન ભક્તિ વૈરાગ નિરુપણ ગ્રંથ સમ્પૂર્ણ)

 **સત્ કૈવલ સાહેબ** 

(સાંખ્ય વિભાગ પંચીકરણ)

## ☙ અમાસ ❧

अमासे वासो शुन्यमे । आप अव्यक्त अवाच ॥

पादु पाण्य चक्षु विना । स्वे चैतनमां सोहाच ॥ १ ॥

જ્ઞાન સમ્પ્રદાયનાં આદ્ય સ્થાપક પરમગુરૂ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે અમાસે શૂન્યમાં વસતા તે કૈવલ કર્તા પોતે અવ્યક્ત અને વાચાથી રહિત છે. પગ, હાથ અને નેત્રો સિવાયના તે કર્તા પોતે પોતાના મહાદ સજાણ જાણ્ય ચૈતન સ્વરૂપી સોહાગમાં શોભી રહેલા છે.

जा दिन जन्म नहि शक्तिको । ब्रह्मा विष्णु महावेश ॥

तेत्रीस करोड देव नहि । चंदा सूर नहि शेष ॥ २ ॥

જે દિવસે આદ્ય શક્તિ, બ્રહ્મા, વિષ્ણુ અને શંકરનો જન્મ જ ન હતો અને જ્યારે તેત્રીસ કરોડ દેવો પૈકી ચંદ્ર, સૂર્ય અને શેષ પણ ન હતા.

आप ईच्छाए अरुपथी । रुप धर्यो भगवंत ॥

ता इच्छाकी शक्ति हे । शक्तिसे पंचु तंत ॥ ३ ॥

ત્યારે તે કૈવલ કર્તાએ પોતાની ઈચ્છાવૃત્તિ વડે અરૂપમાંથી સ્વરૂપ ધારણ કર્યું તે ઈચ્છાથી જ શક્તિ ઉત્પન્ન થઈ છે અને તે શક્તિથી પાંચ તત્ત્વો થયેલા છે.

पंच तत्त्वमे जाणीये । व्योम सकलनी आद्य ॥

ग्राहक तत्त्व समीर हे । भयो हे शुन्य प्रसाद ॥ ४ ॥

તે પાંચ તત્ત્વો પૈકી સર્વની આદિમાં ઉત્પન્ન થયેલું આકાશતત્ત્વ જાણવું અને તે આકાશતત્ત્વમાંથી તેની પ્રસાદી રૂપે પવનતત્ત્વ ઉત્પન્ન થયું છે.

तत्त्व सह्यांनक पवनते । प्रगट भयो हे तेज ॥

झळमळ ज्योति तेज ते । उपज भयो अप हेज ॥ ५ ॥

તે પવનતત્ત્વમાંથી અગ્નિતત્ત્વ ઉત્પન્ન થયુ છે અને તે ઝળહળાટ પ્રકાશમય અગ્નિતત્ત્વથી હેજ રૂપ જળતત્ત્વ થયું છે.

अपते अवनि उपनी । तत्त्व पंचमो जोय ॥

सत् कुवेर संजम करे । आतम सरवनो सोय ॥ ६ ॥

તે જળતત્ત્વથી પાંચમું પૃથ્વીતત્ત્વ પ્રગટ થયું છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે સર્વ આત્માઓનો પંચતત્ત્વોની સાથે હું સંયોગ કરી આપું છું.

## तिथि - १

पडवे पिंजर ताहेरुं । उपन्यु अचानक जेह ॥

पंचतत्त्वने मेळवी । बांध्यो शुद्ध सनेह ॥ १ ॥

હે અંશ ! પડવાના દિવસે તારું પિંજર (પાંજરૂં) રૂપ પંચભૌતિક શરીર એકદમ અચાનક ઉત્પન્ન થયું. તેની અંદર પંચતત્ત્વોની મેળવણી કરીને તેની સાથે શુદ્ધ સ્નેહનું બંધારણ કર્યું.

दश परकार वायु वसे । क्षिति तेज गगन समान ॥

द्वारे द्वारे वसे देवता । पवन करत परीयान ॥ २ ॥

સ્થૂલ શરીરમાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વો સમાન ભાગે રહેલા છે અને તેમાં દશ પ્રકારના વાયુ વસેલા છે. વળી તે શરીરના દરેક દ્વારે દૈવિ તત્ત્વના અંશ વસેલા છે. અને તે સ્થાને રહીને પવન પ્રવેશ કરે છે.

मूलचक्र गणनापति । उतपत ब्रह्मा विलास ॥

नाभि कमळ विष्णु रहे । हृदये निरंजन वास ॥ ३ ॥

મૂળ ચક્રરૂપ ગુદા દ્વારે ગણપતિ રહેલા છે. ઉત્પત્તિ સ્થાને વિલાસી બ્રહ્મા વસેલા છે. નાભિકમળમાં વિષ્ણુનું રહેઠાણ છે અને હૃદયસ્થાને નિરંજન વસે છે.

कंठसे वासो शिवनो । नाशाये अश्वनि कुमार ॥

करण वासो द्विगपालनो । रसनाये वरुण विचार ॥ ४ ॥

કંઠ સ્થાને શંકરનો વાસો છે. નાશિકાએ અશ્વનિકુમાર રહે છે. કર્ણ (કાન) સ્થાને દિક્પાલદેવનો વાસો છે. અને જીહ્વાએ વરુણદેવ વિચરી રહેલા છે.

अधुर अनल अविकाश हे । द्रिगनवासो चंदा सूर ॥

ता मध्ये अंश आत्मा । नूर सदा भरपूर ॥ ५ ॥

હોષ્ઠે અગ્નિદેવ વસે છે. નેત્રસ્થાને ચંદ્ર સૂર્ય વસેલા છે. તેની મધ્યમાં સર્વદા વિત્તથી ભરપૂર એવો આત્મા રહેલો છે.

सुरत नुरत करी निरखीये । निर्मळ दृष्टिये नूर ॥

कहे कुवेर तब दरससे । सांइयां हाल हजुर ॥ ६ ॥

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે તે નૂર (વિત્ત)થી ભરપૂર એવા આત્માને સુરતા નુરતાનો એકતાર કરીને નિર્મળ દષ્ટિથી જ્યારે તમે નિહાળશો ત્યારે તમોને સર્વના ધણી રૂપ કેવલ કર્તા હાલ હજુર પ્રત્યક્ષ દશ્યમાન થશે.

## ॥ तिथि - २ ॥

बीजे बुद्ध विचारीये । पिंड सकल परकार ॥

बहोतेर सहस्त्र नाडी वसे । तामे नव अनुसार ॥ १ ॥

બીજને દિવસે બુદ્ધિપૂર્વક વિચાર કરીએ તો આ પંચભૌતિક સ્થૂલ શરીરનો સર્વ પ્રકાર સમજી શકાય તેમ છે. પ્રત્યેક સ્થૂલ શરીરમાં બહોતેર હજાર નાડીઓ રહેલી છે અને તે બહોતેર હજાર નાડીઓ પૈકી નવ નાડીઓ સાર રૂપ છે.

नवमां नाडी तीन हे । तीनमे द्वे प्रकाश ॥

सूक्ष्म नाडी सूक्ष्मणा । भासत शाम आकाश ॥ २ ॥

તે નવ નાડીઓમાં ઈંગલા, પિંગલા અને સુક્ષ્મણા એ ત્રણ નાડીઓ શ્રેષ્ઠ છે અને એ ત્રણ નાડીઓમાં ઈંગલા અને પિંગલા એ બે નાડીઓ પ્રકાશમય છે. તેનાથી બીજી એક સૂક્ષ્મ નાડી કે જેને સુક્ષ્મણા કહેવામાં આવે છે, તે આંકાશતત્ત્વની સુક્ષ્મણા નાડી ચાલતી હોય ત્યારે આકાશતત્ત્વના જેવો શ્યામ રંગ દેખાય છે.

एक चले दो स्थिर रहे । हरिया रंग समीर ॥

रक्त अगत्य पीळो पृथ्वी । स्वेत रंग ते नीर ॥ ३ ॥

જ્યારે એક નાડી ચાલતી હોય ત્યારે બે નાડી સ્થિર (બંધ) રહે છે. વળી તેમાં પવનતત્ત્વ ચાલે ત્યારે લીલો રંગ, અગ્નિતત્ત્વ ચાલતું હોય ત્યારે લાલ રંગ, પૃથ્વીતત્ત્વ ચલાયમાન થતું હોય ત્યારે પીળો રંગ અને જળતત્ત્વ ચાલતું હોય ત્યારે સફેદ રંગ દેખાય છે.

शुभ्र चाल आकाशकी । तीरसी चलत समीर ॥

उंचे पावक मध्ये पृथ्वी । नीचे चालत नीर ॥ ४ ॥

જ્યારે આકાશતત્ત્વ ચાલતું હોય ત્યારે પ્રણવ સીધો ચાલે છે. પવનતત્ત્વ ચાલતું હોય ત્યારે પ્રણવ ત્રાંસો ચાલતો હોય છે. અગ્નિતત્ત્વ ચાલતું હોય ત્યારે પ્રણવ ઊંચે ચાલતો હોય છે. પૃથ્વીતત્ત્વ ચાલતું હોય ત્યારે પ્રણવ મધ્યમાં ચાલતો હોય છે અને જળતત્ત્વ ચાલતું હોય ત્યારે પ્રણવ નીચે હોષ્ઠને ઘસાઈને ચાલતો માલુમ પડે છે.

अढी आंगुल आकाश हे । आंगुल अष्ठ समीर ॥

चतुर अगन्य क्षीति द्वादश । सोडस आंगुल नीर ॥५ ॥

આકાશતત્ત્વ ચાલતું હોય ત્યારે પ્રણવ અઢી આંગળ લાંબો ચાલતો હોય છે. પવનતત્ત્વ ચાલતુ હોય ત્યારે આઠ આંગળ, અગ્નિતત્ત્વ ચાલતું હોય ત્યારે ચાર આંગળ, પૃથ્વીતત્ત્વ ચાલતું હોય ત્યારે બાર આંગળ અને જળતત્ત્વ ચાલતું હોય ત્યારે પ્રણવ સોળ આંગળ લાંબો ચાલતો હોય છે.

मीष्ट मधुर मोळा तीक्षणा । चरपरा जाण्य समीर ॥

ईस विधि पंचुतत्त्व हे । लखी लो कहे कुवेर ॥ ६ ॥

પૃથ્વીતત્ત્વ ચાલતું હોય ત્યારે મીઠો સ્વાદ લાગે છે. જળતત્ત્વ ચાલતું હોય ત્યારે મધુર સ્વાદ, આકાશતત્ત્વ ચાલતું હોય ત્યારે મોળો સ્વાદ, અગ્નિતત્ત્વ ચાલતું હોય ત્યારે તીખો સ્વાદ અને પવનતત્ત્વ ચાલતું હોય ત્યારે ચરપરો સ્વાદ માલુમ પડે છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે એ પ્રકારે પિંડમાં પાંચ તત્ત્વોની ક્રિયા થાય છે તે તમે સર્વ તમારા હૃદયમાં લખી રાખો.

## ● तिथि - ३ ●

त्रीजे तंतु विचारीये । आतमा जाण्य अतंत ॥

धे धाता विपु वरजीत । ताय न आद्य न अंत ॥ १ ॥

ત્રીજને દિવસે પ્રત્યેક પંચભૌતિક સ્થૂલ શરીરમાં વિચાર કરતાં માલુમ પડે છે કે આત્મા પોતે ઘાટથી રહીત જણાય છે. તે આત્મા પોતે ધે (જીવ) અને ધાતા (ઈશ્વર) ના શરીરોથી અલગ છે અને તે આત્માને આદિ કે અંત નથી.

रोम रोममां रमी रह्यो । स्वासा मांय सोहंग ॥

घट वणसे पटमे समे । अविगत आप अभंग ॥ २ ॥

શરીરના રોમેરોમમાં વ્યાપકપણે રમી રહેલા આત્મામાં સોહંગ પ્રણવ સમાયેલો છે. તે આત્મા પંચભૌતિક ઘાટ નષ્ટ થતાં બ્રહ્માંડના પટમાં રહેલા સોહંગ બ્રહ્મમાં સમાય છે. ત્યારે આત્મા પોતે ગતિમાં ન આવી શકે તેવા રૂપે અખંડ રહે છે.

जाप अजंपा होत हे । खट दश पंच हजार ॥

ता पर खटसे आंन्य हे । आठे पहोर विचार ॥ ३ ॥

તે ઓહંગ સોહંગ પ્રણવના શ્વાસોશ્વાસના અજંપાનો વિચાર કરતાં માલુમ પડે છે કે એક દિવસના આઠ પહોરમાં એકવીસ હજાર ને છસો જાપ થાય છે.

मूळ चक्र खटसे जपे । उतपत खटही हजार ॥

नाभी कमळ खट सहस्त्र । चलत पवन मन लहार ॥ ४ ॥

મૂળ ચક્ર રૂપ ગુદાસ્થાને છસો જાપ જપાય છે, ઉત્પત્તિસ્થાને છ હજાર અજંપા થાય છે અને નાભિકમળમાં છ હજાર અંજપા જપાય છે. તે પવનની સાથે મન પણ ચલાયમાન થાય છે.

खटही सहस्त्र हृदये जपे । अरध उरध मध्य सार ॥

सहस्त्र कंठ भ्रगु चक्रमे । सहस्त्रही गगन मोझार ॥५ ॥

અધોભાગ અને ઊર્ધ્વભાગની મધ્યમાં રહેલા હૃદયસ્થાને છ હજાર અજંપા જપાય છે. તેવી રીતે કંઠ સ્થાને એક હજાર જાપ, ભ્રકુટિ ચક્રમાં એક હજાર જાપ અને આકાશતત્ત્વના બ્રહ્મરૂંદ્ર સ્થાનમાં પણ એક હજાર જાપ જપાય છે.

एही विधि समरण होत हे । रात दिवस एकतार ॥

कहे कुवेर दमे दमे । समरोने सरजनहार ॥६ ॥

એવી રીતે પ્રણવ સાથે મનનો એકતાર થવાથી અહોરાત્રિ સ્મરણ થયા કરે છે એટલા જ માટે પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે દરેક શ્વાસોશ્વાસે વિશ્વના સાચા કૈવલરૂપ સર્જનહારનું તમે સ્મરણ કરો.

## तिथि - ४

चोथे चतुर दल चक्रकु । निश्चे करी निरधार ॥

अक्षर चार विचारके । बंध करी मूल द्वार ॥१ ॥

ચોથને દિવસે ચાર પાંખડીના કમળચક્રનો નિશ્ચયપૂર્વક નિર્ણય કરીને મૂળદ્વારને બંધ કર્યા બાદ ચાર અક્ષરોનો વિચાર કરવો.

खटसे जाप जपी जप । दे गवरी सुत दान ॥

ओर चक्र ब्रह्मातणुं । तामे कर परीयान ॥२ ॥

ત્યાં છસો જાપ જપીને પાર્વતીના પુત્ર ગણપતિને તે જાપ અર્પણ કરવા. ત્યાર પછી બીજા બ્રહ્માના ચક્રમાં પ્રવેશ કરવો.

खटही सहस्त्र जाप जपी । खट दल कमळंकी महांय ॥

कर अरपण वासुदेवने । ब्रह्मा शक्ति हे जहांय ॥ ३ ॥

છ પાંખડીના કમળમાં છ હજાર જાપ જપીને જ્યાં બ્રહ્મા અને શક્તિ રહે છે, ત્યાં વાસુદેવને તે જાપ અર્પણ કરવા.

उभे चक्रकु अनुभवी । त्रितीयो नाभि नवेर ॥

खटही सहस्त्र जाप जपी । हृदये चतुरथो हेर ॥ ४ ॥

એ પ્રમાણે ગુદા અને ઉપસ્ત એ બંને ચક્રોનો અનુભવ કરીને ત્રીજા નાભિકમળનો નિવેડો કરવો. ત્યાં નાભિસ્થાને છ હજાર જાપ જપીને ચોથા હૃદયચક્રને નિહાળો.

हृदे कमळ दल द्वादश । देव निरंजन जहांय ॥

खटही सहस्त्र जाप जपी । कर अरपण तुं तहांय ॥ ५ ॥

જ્યાં નિરંજન દેવ વસે છે તે હૃદયકમળમાં બાર પાંખડીનું કમળ છે. ત્યાં છ હજાર જાપ જપીને તે જાપ નિરંજનદેવને અર્પણ કરવા.

सहस्त्र जाप कंठे जपे । जाके पति शिवराय ॥

द्वे सहस्त्र भ्रगु गगनमे । सत् कुवेर मेलाय ॥ ६ ॥

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે કંઠસ્થાનના પતિ શિવ રૂપ રાજા છે, ત્યાં એક હજાર જાપ જપવા અને ભ્રકુટિસ્થાન તથા આકાશ તત્ત્વનું બ્રહ્મરૂંદ્ર સ્થાન એ બંને ચક્રના મળીને બે હજાર જાપ જપવા.

## ♦ तिथि - ५ ♦

पंचवटी परमात्मा । आत्मा आप अबंध ॥

जाप अजंपा जुक्तसे । छूटे जीव मतिमंद ॥ १ ॥

પંચતત્ત્વના દેહને ઓળંગી પરમાત્મા રૂપ સોહંગ બ્રહ્મની સાથે સંબંધ જોડવાથી આત્મા પોતે મુક્ત થાય છે. એ પ્રમાણે યુક્તિપૂર્વક અજંપા જાપ જપવાથી મંદ બુદ્ધિવાળા જીવોની જીવદશા છૂટી જાય છે.

धरणी पवन मन धीर करी । सुधो करी मेरु शिर ॥

चंदा सूर उलटा धरी । समवत होय शरीर ॥ २ ॥

પૃથ્વીતત્ત્વની ગુદા ઈન્દ્રિ, મેરુડંડ રૂપ બરડાની કરોડ અને મસ્તક વિગેરે એક સરખી રીતે સીધી લાઈનમાં કરીને પવનરૂપ પ્રણવની સાથે મનને સ્થિર કરવું. વળી ચંદ્ર અને સૂર્ય રૂપ બંને નેત્રોની બાહ્યદૃષ્ટિ ઉલટાવવાથી બરાબર સ્થિર જેવું થાય છે.

समदम साधन साधके । वंकनाळय विधि जाण्य ॥

गति मति गवन गगन चढी । परसन पद निरवाण्य ॥ ३ ॥

એ પ્રમાણે પ્રણવની સાધના કરવામાં વંકનાળને સીધી લાઈનમાં સ્થિર રાખવાની રીત જાણવી. ત્યારબાદ પોતાની ગતિ અને મતિ (બુદ્ધિ) વડે ગગન રૂપ બ્રહ્મરૂંદ્ર તરફ ગવન કરવાથી નિર્વાણપદનો સ્પર્શ થઈ શકે છે.

गगन चढी कर गरजना । हरख शोक नहि जहांय ॥

पांच पचीसनो पराभव । गांजी शके नहि तहांय ॥४॥

તે આકાશ તત્ત્વના બ્રહ્મરૂંદ્ર સ્થાનમાં સુરતા જવાથી ત્યાં ગર્જનાઓ થતી સંભળાય છે. ત્યાં કોઈ પ્રકારનો કોઈને હરખ યા શોક હોતો નથી. ત્યાં પાંચ તત્ત્વોનો અને પચીસ પ્રકૃતિનો પરભાવ (પરાજય) થતો હોવાથી ત્યાં તેને કોઈ જીતી શકે તેમ નથી.

अनभे प्रगटे आपमे । निरखीने निर्मळज्योत ॥

काळ जाळव्यापे नहि। आतमा आप उद्योत ॥५ ॥

ત્યાં નિર્મળ જ્યોતિ સ્વરૂપના દર્શન થતાં હોવાથી પોતાના આત્મામાં નિર્ભયપણું પ્રગટ થાય છે. તેવો આત્મા પોતે જ પ્રકાશમય હોવાથી તેને કાળની જ્વાળા વ્યાપી શકતી નથી.

झळमळ झळके शून्यमे । तिमिर नहि चोफेर ॥

अनहद वाजां गरगडे । निरखत सत् कुवेर ॥६ ॥

બ્રહ્મરૂંદ્ર શૂન્યમાં જ્યોતિનો ઝગઝગાટ પ્રકાશ હોવાથી ચાર દિશાઓ પૈકી એક પણ દિશામાં અંધકાર નથી. અર્થાત્ ત્યાં સર્વત્ર સમ્પૂર્ણ પ્રકાશે છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસગર કહે છે કે તે બ્રહ્મરૂંદ્ર સ્થાનમાં અનંત પ્રકારના અનહદ વાજિંત્રો વાગે છે, તે તમે નિહાળો.

## ▲ तिथि - ६ ▲

छठे मठनो करता सही । सस्वरुप पद सोय ॥

मन बुद्धि चित्त अहंकार पर । तत्त्व असीपद जोय ॥ १ ॥

છઠના દિવસે મઠ રૂપ પંચ ભૌતિક શરીરના કર્તા તે અખંડ પદના સ્વરૂપે રહેલા છે અને તે તત્ત્વોયુક્ત અસીપદ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર અંતઃકરણની ઉપર રહેલું છે.

सांख्य योग ते जाणीये । देहतणो विस्तार ॥

खट दश द्वादश चोवीस । अक्षर देहनी लहार ॥ २ ॥

તે પંચભૌતિક દેહના પસારાનો વિસ્તાર સાંખ્ય ભાગની વહેંચણી થતાં યોગે દર્શનથી જણાય છે. વળી તે દેહના સંબંધમાં બાવન અક્ષર રહેલા છે.

चतुर गुदा खट उतपत । नाभिये दश परमाण्य ॥

हृदे कमळ दल द्वादश । सोडस कंठे जाण्य ॥ ३ ॥

ચાર અક્ષર ગુદાસ્થાને, છ અક્ષર ઉત્પત્તિસ્થાને, નાભિસ્થાને દશ અક્ષર, હૃદયકમળમાં બાર અક્ષર અને કંઠસ્થાને સોળ અક્ષર જાણવા.

अक्षर खट बीस चोवीस । रहत गगनमे वास ॥

द्वे अक्षर भ्रगु चक्रमे । तामे सस्व विलास ॥ ४ ॥

એ રીતે પચાસ અક્ષર બ્રહ્મરૂંદ્રમાં મુકામ કરીને રહેલા છે અને બે અક્ષર ભ્રકુટી ચક્રમાં રહેલા છે. તેમાં સસ્વપદ વિલાસ કરી રહ્યું છે.

अक्षर बावन जायगो । अंतकाळकु विलाय ॥

सस्वरुप जामे समे । ताईत्ये लहेलाय ॥ ५ ॥

એવા બાવન અક્ષરો અંતકાળે નષ્ટ થઈ જાય છે. માટે આત્મતત્ત્વ રૂપ સસ્વરૂપ-અંશ સ્વરૂપ જેમાં સમાય છે, એવાં અખંડ કૈવલપદ સાથે લગની લગાવો.

आंन्य पदारथ अलप हे । सोहम्‌पद आद्य अनाद्य ॥

कहे कुवेर पीयु परसतां । छुटे करमकी उपाद्य ॥ ६ ॥

તે સિવાયના બીજા સર્વ પદાર્થો અલ્પ છે અને સોહમપદ આદિ અનાદિનું છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે પિયુ (પતિ) રૂપ અખંડ કૈવલપદને પ્રાપ્ત કરવાથી કર્મોની ઉપાધિમાંથી મુક્ત થવાય છે.

## ♦ तिथि - ७ ♦

सात्त्विक ज्ञान पहेचानके । प्रगट भयो परकाश ॥
साव निरंतर दरशीयो । आतम सब घट वास ॥ १ ॥

સાત્ત્વિક આત્મજ્ઞાન જાણવાથી માનવના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થાય છે. ત્યારે દરેક પંચભૌતિક ઘાટોમાં આત્મા રહેલો છે. એવું માનવને હંમેશા દૃશ્યમાન થાય છે.

क्षिति पावक जळ पवनही । शून्यमे स्वे परकाश ॥
लील पित्त उज्वल श्याम । रंग येसो सुर भास ॥ २ ॥

પૃથ્વી, અગ્નિ, જળ, પવન અને આકાશમાં તે આત્મા પોતે જ પ્રકાશી રહેલો છે. લીલો, પીળો, સફેદ અને શ્યામ વિગેરે રંગ સૂર્ય રૂપ આત્માના પ્રકાશથી જ જણાય છે.

जहां जेवो तम तहां सही । उंच नीच मन सेक ॥
ज्यौ बाजीगर पुतलां । नाच नचावे एक ॥ ३ ॥

તે આત્મા જ્યાં જેવું સ્થાન હોય ત્યાં તે રૂપે થઈ જાય છે. તેના ઊંચ નીચ સ્થાનની માનીનતા ફક્ત મનની જ છે. જેવી રીતે એક જ જાદુગર અનેક પુતળાને નાચ નચાવે છે.

येसे सरजन एक हे । घाट अनंत अपार ॥
कीट पतंग ब्रह्मा लगे । आप खेलावनहार ॥ ४ ॥

તેવી જ રીતે અનંત પ્રકારના અસંખ્ય પંચભૌતિક ઘાટોને ઉત્પન્ન કરનાર એક જ સર્જનહાર છે. કીટ પતંગની આદ્ય લઈ બ્રહ્મા સુધી દરેકને તે કૈવલ કર્તા પોતે જ ખેલાવી રહ્યા છે.

कल कुंची कर्ता करे । हरि विना हाले नहि पान ॥

उत्तम मध्यम तांहा नहि । सरवे एक समान ॥५॥

સર્વને ચેતન કરવાની કળ કુંચી તે કર્તા પાસે જ રહેલી હોવાથી તે હરિરૂપ કૈવલ કર્તાની મતલબ સિવાય એક પાન પણ હાલી શકતું નથી. ત્યાં તે કૈવલ કર્તાની આગળ કોઈ ઉત્તમ કે મધ્યમ નથી, પરંતુ સર્વ અંશો એક સરખા જ છે.

एवा साहेब पामवा । सत्‌गुरु शब्द आराध्य ॥

तन मन धन अरपण करी । कहे कुवेर तोई साध्य ॥६॥

એવા અખંડ સાહેબ રૂપ કૈવલ કર્તાને પ્રાપ્ત કરવા માટે જ સત્‌ગુરુના શબ્દોની આરાધના કરો. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે એવા સાચા ગુરુને તન, મન અને ધન અર્પણ કરીને તે અખંડ પદને તમે સાધી લો.

## तिथि - ८

साधन अष्ट प्रकार के । मुद्रा पंच पहेंचाण ॥

ताते साधन आन्य हे । पुरणपद निरवाण ॥१॥

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે આઠ પ્રકારના સાધનથી અને પાંચ પ્રકારની મુદ્રાઓના લખાણથી પરિપૂર્ણ નિર્વાણપદને સાધવાના સાધનની રીત જુદી જ છે.

करणीनुं बळ जांहां नहि । करतव सकल विक्षाद ॥

खट दरशन खट शास्तर । तांहां नहि आंन्य उपाध ॥२॥

સર્વ કૃત નાશવંત હોઈ ત્યાં કરણીનું બળ ચાલતું નથી. વળી ત્યાં છ દર્શન રૂપ ભેખ અને છ શાસ્ત્રો વિગેરેની અન્ય કોઈ ઉપાધી નથી.

छाया माया जांहां नहि। रुप रंग नहि रेख ॥

दृष्टिमे आवे नहि। अदृष्ट आप अलेख ॥ ३ ॥

જ્યાં કોઈ પ્રકારની છાયા કે માયા નથી, અને રૂપ યા રંગ પણ લેશમાત્ર ત્યાં નથી. વળી તે કર્તા પોતે દૃષ્ટિમાં ન આવી શકે તેવા અદૃષ્ટ અને લખવામાં ન આવી શકે તેવા અલેખ છે.

निराकार निरधार हे। निरगुण रुप निदान ॥

अव्ये अविनाशी आद्य हे। परमीत पुरुष पुरान ॥ ४ ॥

તે કર્તા કોઈના આધાર સિવાયના અને નિરાકાર હોઈ તેમનું રૂપ નક્કી નિર્ગુણ છે. તે પુરાણા પરમ પુરુષ વયથી રહિત, અવિનાશી અને આદિ અનાદિના છે.

जांहां ईक्षण एके नहि। रहित आलंबन वास ॥

जेसे दिनकर भंडमे। एक अनेक उजास ॥ ५ ॥

જ્યાં એક પણ સંજ્ઞા લાગુ પડતી નથી. કારણકે તે સ્થાન માયાથી રહીત છે. જેવી રીતે એક જ સૂર્ય અનેક પાત્રોમાં પ્રકાશ કરે છે.

साक्षीवत् सर्व विश्वना। वेत अंश गति जाण ॥

कहे कुवेर कोई संतकु। जीनकी परम पहेचाण ॥ ६ ॥

તેવી જ રીતે જગતભરના સર્વ અંશોની ગતિના વેત્તા અને સાક્ષી રૂપ તે કર્તા છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે કોઈ સંત પુરુષને જ તે પરમપદની જાણ્ય હોય છે.

नव नीधि नव वासना । नवधा भक्ति निहार ॥

नव व्याकरण नव ग्राहेक । रहत देहमांही सार ॥ १ ॥

આપણા સ્થૂલ પંચભૌતિક શરીરમાં નવ નીધિની સમૃદ્ધિ, નવ પ્રકારની વાસના, નવ પ્રકારની ભક્તિ, નવ વ્યાકરણ અને નવ ગ્રહો વિગેરે સાર રૂપે રહેલા છે.

ताते वरजीत वस्त हे । शास्त्र रहित अध्यास ॥

सदा सर्वदा ठाय हे । नहि उत्पन्न ने नाश ॥ २ ॥

તેથી શાસ્ત્રોના અભ્યાસથી આ વસ્તુ અલગ છે અને તે હર-હંમેશા ઉત્પત્તિ તેમ જ લયથી રહિત સ્થિર રૂપે અખંડ છે.

जेसे लहेर समुद्रकी । उठे अनंत अपार ॥

वायु योग उपजे खपे । येसो सहु संसार ॥ ३ ॥

જેવી રીતે સમુદ્રમાં પવનના સંયોગથી ઘણી વખત પાણીની અપાર લહેરીઓ ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે. એ જ પ્રમાણે સર્વ પ્રકારની સંસારની પ્રણાલિકા છે.

ब्रह्म समुद्र लहेर हे । जीव जंतु सब कोय ॥

जेती उठे जोरसे । तेती चाले सोय ॥ ४ ॥

વ્યાપક બ્રહ્મરૂપ સમુદ્રમાં સર્વ જીવ જંતુઓ લહેરીઓ રૂપ છે. તે લહેરીઓ જેટલા જોશથી ઉત્પન્ન થાય છે, તેટલી જ વધુ સમય સુધી તે ચાલે છે.

येसो ज्ञान विचारीये । तब साहेब नहि दूर ॥

आसपास बाहेर मांही । समज रही चकचूर ॥ ५ ॥

એવી રીતે આત્મજ્ઞાનનો વિચાર કરીએ તો સાહેબ રૂપ સોહંગ બ્રહ્મપદ દૂર નથી . પોતાની આજુબાજુ તેમ જ અંદર અને બહાર તે બ્રહ્મ ઠસોઠસ ભરેલું છે.

तब वरति कहां जायगी । सुरत रही तब येंन ॥
कहे कुवेर गवन करे । हरि जळमे जन मीन ॥ ६ ॥

જ્યારે પોતાની વૃત્તિ અન્ય કોઈ સ્થળે ન જાય ત્યારે પોતાની સુરતા નિજ ઘરમાં જ રહે છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે હરિ રૂપ બ્રહ્મસમુદ્રમાં માનવ રૂપ મચ્છ ફર્યા કરે છે.

## तिथि - १०

दश इंद्रि मन रस भई । मुक्त भया दश द्वार ॥
गवन विहंगम मीनको । मारग पायो सार ॥ १ ॥

દશ ઈંદ્રિયો અને અગીયારમું મન બ્રહ્મરૂપે એક રસ થવાથી દશ દરવાજા દ્વારા મુકત થવાય છે. એ રીતે તે માછલા રૂપ પક્ષીને ગવન કરવાનો સાર રૂપ માર્ગ પ્રાપ્ત થયો.

आडय अटकण नहि एक गमा । जीत देखे तीत व्योम ॥
नेंन उघाडे नीरमे । दृष्टे नां आवे भोम ॥ २ ॥

તે પક્ષીને એકેય બાજુ કોઈપણ પ્રકારની આડ કે અટકણ નહિ હોવાથી જ્યાં જુએ ત્યાં સર્વત્ર આકાશ જ દેખાય છે. જેવી રીતે જળમાં ડુબકી માર્યા બાદ નેત્રો ખોલીને જોવાથી પૃથ્વી દેખાતી નથી.

झळाबंब झळकी रह्यो । आसपास सब तोय ॥
ब्रह्म सतंतर भरी रह्यो । एही दृष्टांतसे जोय ॥ ३ ॥

જળમાં ડુબકી મારીને જોવાથી આજુબાજુ સર્વત્ર અથાહ જળના પ્રકાશનો ભાસ ઝળકતો દેખાય છે. એ દષ્ટાંત અનુસાર સર્વત્ર એક અદ્વૈત બ્રહ્મ સ્વતંત્રપણે ભરપૂર રહેલું છે.

होत बुदंगा निरमे । वायु योग आकाश ॥
त्यौ चेतन मही विश्व हे । माया प्रकृति उपास ॥ ४ ॥

જેવી રીતે જળમાં પવન અને આકાશના સંયોગથી પરપોટા થાય છે. તેવી રીતે ચેતન બ્રહ્મમાં માયિક વાસનાને કારણે વિશ્વ ઉત્પન્ન થાય છે.

ज्यौ बोरंगा बारमे । उपजे ने अलपाय ॥
येसे चेतन ब्रह्ममे । विश्व सकल लये थाय ॥५ ॥

જેવી રીતે પાણીમાં પરપોટા ઉત્પન્ન થઈને નષ્ટ થાય છે. તેવી રીતે ચેતન બ્રહ્મમાં સર્વ જગત ઉત્પન્ન થઈને લય પામે છે.

करम धरमके बांधणे । जीव जंत अवतार ॥
कहे कुवेर फेरा क्यौ फरे । दरसो अपरंपार ॥६ ॥

કર્મ અને ધર્મના બંધારણથી જીવજંતુ માત્રને વારંવાર અવતાર ધારણ કરવા પડે છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે એવા અપરંપાર બ્રહ્મનાં દર્શન કરવાથી જો મોક્ષ થતો હોય તો જગતના જીવોને જન્મ મરણના ફેરા શા માટે ફરવા પડે?

## तिथि - ११

एक दशावंत अनुभवी । भवमे नव भरमाय ॥
आप सहित आपु नहि । कहेनो करे प्रतिहाय ॥ १ ॥

એક અદ્વૈત બ્રહ્મના અનુભવથી જેઓ એક દશા રૂપે થયા હોય તેઓ જગતની ભ્રમણાઓમાં ભરમાતા નથી. કારણ કે જેને પોતે અગર હું કહેવાનું રહ્યું નથી. તો તે પ્રતિવાદ કોની સાથે કરે?

मरत संजीवन जक्तमे । जीवन मूक्ता जेह ॥
ज्यौ लीलंधर निरमे । येसे वरते देह ॥ २ ॥

જગતમાં જે માનવો મૃતજીવન જીવે છે, તેઓ જ જીવનમુક્ત છે. જેવી રીતે જળ ઉપર લીલ ફરી વળે છે, પરંતુ પવન ફુંકાવાથી તે લીલ ખસી જાય છે. તેવી જ રીતે તેઓ પોતાના દેહનું વર્તમાન રાખે છે.

लील गये निर निरमळा । पिंड पडे ब्रह्म भास ॥

जे जेहेनुं ते तांहां सही । पंचु तत्त्व समास ॥ ३ ॥

જેમ પવન ફુંકાતાં પાણી ઉપરની લીલ નષ્ટ થવાથી નિર્મળ જળ દેખાય છે, તેમ બાહ્યદૃષ્ટિથી દેખાતો પંચભૌતિક દેહ નષ્ટ થતાં ફક્ત બ્રહ્મનો જ ભાસ રહે છે અને જે તત્ત્વો જેના હોય તે પાંચ મહદ્ તત્ત્વોમાં સમાઈ જાય છે.

आतम तमनो तम सदा । स्वे चैतनमे वास ॥

जेसे भोमी भंडके । विले होत आकाश ॥ ४ ॥

જેવી રીતે માટીના વાસણમાં રહેલ પોલ વાસણનો નાશ થતાં મહદ્ આકાશમાં ભળી જાય છે. તેવી જ રીતે પિંડમાં રહેલો આત્મા પોતે હંમેશા જેમ છે તેમ યથાર્થ રીતે ચેતન બ્રહ્મમાં ભળી જાય છે.

अवनि विलाई निरमे । निर शोषायो तेज ॥

तेज विलायो पवनमे । पवन आकाशे हेज ॥ ५ ॥

પૃથ્વીનો નાશ થતાં તે જળમાં સમાય છે. તે જળનું શોષણ અગ્નિ કરે છે. તે અગ્નિ પવનમાં વિલાઈ જાય છે અને તે પવન આકાશમાં મળી જાય છે.

शून्य विलायो शक्तमे । शक्ति पुरुषमे समास ॥

शक्ति पुरुष जामे समे । कुवेर ब्रह्म तनु तास ॥ ६ ॥

તે શૂન્યાવકાશ શક્તિમાં વિલાઈ જાય છે. અને શક્તિ પુરુષમાં સમાય છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે તે શક્તિ અને પુરુષ બન્ને જેમાં સમાય છે. તેને પ્રકાશમય બ્રહ્મ કહે છે.

## ◊ तिथि - १२ ◊

द्वादश साधन दासको । जब लगी स्वास उस्वास ।।

स्वास उस्वास समी गयो । तब आपे प्रकाश ।। १ ।।

જ્યાં સુધી શરીરમાં શ્વાસોશ્વાસની ક્રિયા ચાલે ત્યાં સુધી દાસાતનપણે બાર આંગળના પ્રણવનું સાધન કરવું પડે છે. પરંતુ જ્યારે તે શ્વાસોશ્વાસની ક્રિયા બંધ થાય ત્યારે તે પોતે પ્રકાશમય બ્રહ્મરૂપ થાય છે.

जळ थळमांही आप हे । धरणी गगन मोझार ।।

स्थावर जंगम आप हे । आप सकल संसार ।। २ ।।

જળમાં, સ્થળમાં, પૃથ્વીમાં અને આકાશમાં સર્વત્ર બ્રહ્મ રહેલું છે. સ્થાવર અને જંગમની આદ્ય લઈ સમસ્ત સંસારમાં પણ વ્યાપક સ્વરૂપે બ્રહ્મ પોતે રહેલું છે.

ब्रह्मा विष्णु माहेश्वर । त्रिगुण रुप अपार ।।

सहस्त्र इठ्यासी अनंत कोटी । आप लीयो अवतार ।।३।।

બ્રહ્મા, વિષ્ણુ અને શંકરની ત્રિગુણી માયાનું અપાર રૂપ છે. ઈઠ્યાસી હજાર ઋષિઓ અને અનંત કોટી વૈષ્ણવો વિગેરે બ્રહ્મ સ્વરૂપે પોતે અવતાર લીધો છે.

चंदा सूर प्रकाशसे । तिमिर टळे निरवाण्य ।।

ता मध्य ज्योति ताहेरी । निश्चे करीने जाण्य ।। ४ ।।

ચંદ્ર અને સૂર્યના પ્રકાશથી નક્કી અંધકારનો નાશ થાય છે. તેવા ચંદ્ર અને સૂર્યની અંદર હે બ્રહ્મ ! તારો જ પ્રકાશ છે. તે નિશ્ચયપૂર્વક જાણવું.

नव लाख तारा व्योमका । कोटि त्रीस त्रीयो सूर ॥

ता मध्ये वासो ताहेरो । नूर सदा भरपूर ॥५॥

આકાશના નવ લાખ તારા અને તેત્રીસ કરોડ દેવો વિગેરેમાં પણ હે બ્રહ્મ ! તારોજ મુકામ હોવાથી તેઓ હંમેશા સમ્પૂર્ણ પ્રકાશમય રહે છે.

धरणी सदा जेसे सजी । ता मध्ये तुं अंश ॥

कहे कुवेर दुजो नहि । सकल ब्रह्मको वंश ॥६॥

જેમ પૃથ્વી અનંત કાળથી ઉત્પન્ન થયેલી છે, તેની અંદર અન્ય કોઈ નથી. પરંતુ તેમાં હે અંશ રૂપ આત્મા (ઓહંગ) ! તારું જ રહેઠાણ છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે તે સર્વ આત્માઓ બ્રહ્મની વંશના છે.

## तिथि - १३

तेरस अगम अपार हे । जाणी शके कोइ संत ॥

किंचित दरसे जेहने । जो होय नेंन अनंत ॥१॥

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે એક અદ્વૈત બ્રહ્મના જ્ઞાનનો રસ અગમ અને અપાર હોવાથી કોઈ સંત પુરુષો જ તેને જાણી શકે છે. વળી જેની પાસે અનંત નેત્રો હોય, તેઓને જ તેમાનું કિંચિત્ માત્ર કંઈક દશ્યમાન થાય છે.

दोदो लोचन सरवकु । निरखनकु पद छिन्न ॥

चतुर लोचन विद्या तणां । भासत भिन्ना भिन्न ॥२॥

વિશ્વમાં જુદા જુદા પદાર્થોનું નિરીક્ષણ કરવા માટે નિજ કૈવલ કર્તાએ દરેકને બબ્બે નેત્રો આપેલાં છે. અને વિદ્યા ભણેલાઓની પાસે બે નેત્રો વધુ હોવાથી તેઓ ચાર નેત્રોવાળા ગણાય છે. તે વિદ્યા રૂપ બે નેત્રો દ્વારા ગ્રંથોમાં લખેલ જુદા જુદા પ્રકારનું જ્ઞાન તેઓ વાંચી તેમ જ લખી શકે છે.

जम छे तम दरसे नहि। ज्ञान नेत्र विना कोय ॥

जो दरसे सो अलप हे। दृष्ट पदारथ सोय ॥३॥

જ્ઞાન ચક્ષુ સિવાય જે વસ્તુ જેમ છે તેમ યથાર્થ રીતે દૃશ્યમાન થઈ શકે જ નહિ. અને ચર્મ ચક્ષુ દ્વારા જે પદાર્થો દેખાય છે. તે સર્વ દૃષ્ટિગોચરના હોઈ નાશવંત પદાર્થો છે.

बिना नेंनकु निरखवुं। बिन सुरतिको ध्यान ॥

बिना रसना रस अगम हे। बिन चिंतनको ज्ञान ॥४॥

તે યથાર્થ વસ્તુને નેત્ર સિવાય જોવાની છે, સુરતા સિવાય તેનું ધ્યાન ધરવાનું છે. જીહ્વા સિવાય તેના અગમ રસનો સ્વાદ ચાખવાનો છે અને ચિત્તના ચિંતવન સિવાય તેનું જ્ઞાન સમજવાનું છે.

बिन जानन्नको जानवो। बिन वसतीको गाम ॥

बिन तन्तुको तेज हे। बिन धाताको धाम ॥५॥

જ્ઞાન સિવાય તે બ્રહ્મપદને જાણવાનું છે, કારણ કે તે સ્થાન વસ્તી સિવાયનું છે. તે બ્રહ્મપદ ઘાટ સિવાયનું હોવા છતાં તેજસ્વી છે અને ઈશ્વર સિવાયનું તે ધામ છે.

बिन ईच्छाको इस हे। बिन करणी किरतार ॥

कहे कुवेर सो पद। पहोंचे पहोंचनहार ॥६॥

તે બ્રહ્મપદ કોઈપણ પ્રકારની ઈચ્છાઓથી તેમ જ ક્રિયાઓથી રહિત છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે તે બ્રહ્મપદ સુધી કોઈ જાણકાર પુરુષ જ પહોંચી શકે છે.

## તિથિ - ૧૪

चौदलोक सुख तेहने । त्रणावन्त छे जेह ।।

अज वैकुन्ठ कैलासपद । स्वप्ने नहि सनेह ।। १ ।।

તેવા જ્ઞાની પુરુષો ચૌદલોકના સુખને તૃણ સમાન ગણે છે. તેથી તેઓ બ્રહ્મસદન, વૈકુંઠ અને કૈલાશના સુખો પ્રત્યે સ્વપ્નમાં પણ સ્નેહ રાખતા નથી.

यावक भाव जेहेने नहि । करता हरता आप ।।

अहंब्रह्म उदे हवो । न करे दीन विलाप ।। २ ।।

સૃષ્ટિને ઉત્પન્ન કરનાર તેમજ નષ્ટ કરનાર પોતે જ હોવાથી તેમને યાચકપણાનો ભાવ હોતો નથી. વળી પોતે અહંબ્રહ્માસ્મિ રૂપે થવાથી તેઓ કોઈની આગળ દીનતાપૂર્વક વિલાપ કરતા નથી.

उपजे खपे सहु आपमे । अगणित जीव असंख्य ।।

अनेक ब्रह्मांड भागे घडे । आप सदा निसंख्य ।। ३ ।।

અસંખ્ય જીવો પોતાનામાંથી ઉત્પન્ન થઈને પોતાનામાં (બ્રહ્મમાં) જ સમાય છે. એવી રીતે અનંત બ્રહ્માંડોને ઉત્પન્ન કરી નષ્ટ કરે છે. છતાં બ્રહ્મ પોતે સર્વદા શંકાઓથી રહિત રહે છે.

सब घट पोक्षण आपनु । चैतन शक्ति मोट्य ।।

निगम चार वश थइ । बोले अक्षरनी ओथ्य ।। ४ ।।

મહાન ચૈતન શક્તિ દ્વારા પોતે સર્વ ઘાટનું પોષણ કરે છે. અને ચાર વેદને વશ થઈ, તેમ જ અક્ષરનો આધાર લઈ ને સર્વ કોઈ વચનો બોલે છે.

द्वादश पंथ पोतातणा । खट दरशन मत आप ॥
जोगी थई जुगत्ये जपे । पोते पोतानो जाप ॥५॥

બાર પંથ પણ પોતાના જ છે અને છ પ્રકારના દર્શન રૂપ ભેખ પણ પોતે જ છે. એ પ્રમાણેની માન્યતાના આધારે યોગીનો વેશ ધારણ કરીને યુક્તિપૂર્વક પોતે પોતાનો જાપ જપે છે.

निरगुण ब्रह्म परापर । सिरगुण रुप पराय ॥
परा पश्यंति मध्यमां । वैखरी कुवेर सराय ॥६॥

રૂપ રંગ વાળી સગુણ સૃષ્ટિની ઉપર તેમ જ પરાવાણીની પર નિર્ગુણ બ્રહ્મપદ રહેલું છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી એ ચાર પ્રકારની વાણી દ્વારા તે બ્રહ્મપદની સરાહ્યના થઈ શકે છે.

## तिथि - १५

पुनमे परसिद्धि वारता । प्रगट कहु पोकार ॥
जाणनहारा जाणजो । ब्रह्म निरुपण सार ॥१॥

પૂર્ણિમાના પવિત્ર દિવસે જગ જાહેર પોકાર કરીને હું (પરમગુરુ) એક વાર્તા પ્રગટ કરું છું. તે સાર રૂપ બ્રહ્મના નિરૂપણને જ્ઞાની પુરુષો જ સમજી શકશે.

आ भवके जुग दुसरे । जो धरे जनम अपार ॥
जब ए वस्तु विलोकशो । तब होवे निस्तार ॥२॥

આ માનવદેહે અથવા બીજા અનંત (ચોરાસી લંક્ષ) દેહો ધારણ કર્યા બાદ ફરીથી પણ પ્રાપ્ત થયેલ માનવદેહે તમે જ્યારે આ બ્રહ્મજ્ઞાનનું વિલોકન કરશો ત્યારે જ સર્વનો નિસ્તાર થઈ શકશે.

सब सारनको सार हे। सब ज्ञाननको ज्ञान ॥

सब योगनको योग हे। सब ध्याननको ध्यान ॥ ३ ॥

તે બ્રહ્મજ્ઞાન સર્વ સારના પણ સાર રૂપ છે, સર્વ પ્રકારના જ્ઞાનમાં શ્રેષ્ઠ જ્ઞાન છે, સર્વ યોગનો પણ યોગ છે અને સર્વ ધ્યાનનું પણ ધ્યાન છે.

सब भेदनको भेद हे। सकल समजकी चोच ॥

सकल रुपको निरुप हे। अगम गति अविलोच ॥ ४ ॥

તે બ્રહ્મજ્ઞાન સર્વ ભેદનો પણ ભેદ છે, સર્વ પ્રકારની સમજમાં પણ આ સમજ શ્રેષ્ઠ છે અને અગમપદની ગતિનો વિચાર કરતાં દરેકના રૂપનો આધાર તે અરૂપ બ્રહ્મપદ છે.

नाम अनामी आप हे। अदबद वस्त अमाप ॥

ब्रह्म अध्यात्म बोध हे। संत सकलको जाप ॥ ५ ॥

નામ તેમજ અનામી પોતે બ્રહ્મ જ છે. તેવી માપ સિવાયની વસ્તુ રૂપ બ્રહ્મ અદબદ પણે રહેલું છે અને તે બ્રહ્મનો જે આધ્યાત્મિક ઉપદેશ છે, તે જ સર્વ સંત પુરુષોનો જાપ છે.

जाप सकल एही संतके। छेवटके निज सोय ॥

तो करता एही करतके। उबरे नहि कीनु कोय ॥ ६ ॥

સર્વ સંત પુરુષોનો જે બ્રહ્મપદનો જાપ છે. તે છેવટનો છે. તે પછી આ સર્વ કૃત રૂપ સૃષ્ટિના કર્તા કોઈપણ પ્રકારે ઉગરી શકતા નથી.

सोले तिथि समपूरण । जनीतव ब्रह्म विचार ॥

जेही निज सार वेदांतनु । कीनेहु कुवेर पोकार ॥७॥

ઉપર પ્રમાણે સમ્પૂર્ણ કરેલ સોળ તિથિઓમાં બ્રહ્મજ્ઞાનનો જ વિચાર જણાવ્યો છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસગર કહે છે કે જે વેદાંત શાસ્ત્રના સાર રૂપ બ્રહ્મજ્ઞાન છે, તેનું જ મેં વર્ણન કર્યું છે.

**સાખીઓ**

एही विधि व्यापक ब्रह्मके । करीत सकल निरधार ॥

निज कर्ता नहि पाइयां । रहे वार के वार ॥१॥

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે એ પ્રમાણે સર્વ કોઈએ અકર્તા, વ્યાપક બ્રહ્મપદનો જ નિર્ણય કર્યો છે, તેથી તેમને નિજ કર્તાપદ પ્રાપ્ત નહિ થતાં તેઓ જેવા ને તેવા જ રહેલા છે.

निज कर्ता कैवल कुल । जीनु हे ब्रह्म प्रकाश ॥

तेही परकाशीनके कीनु । खोज न कीये निवास ॥२॥

જે સર્વના ધણી રૂપ નિજ કૈવલ કર્તા છે, તેમનો આ બ્રહ્મરૂપ પ્રકાશ છે. તેવા પ્રકાશક નિજ કૈવલ કર્તાના અમર નિવાસ સ્થાન રૂપ કૈવલ ધામની કોઈએ શોધ કરી નહિ.

क्यौ करी खोज लहे तिनु । जीनु जग जोस शरीर ॥

इनु न होय अगम गति । निजपति जाण्य जहीर ॥३॥

જેના શરીરની શક્તિ સંસારના વ્યવહારિક કાર્યોમાં વપરાઈ ગઈ છે, તેઓ અખંડ કૈવલપદની શોધ કેવી રીતે કરી શકે? તેવા સંસારી જીવોને અગમ નિજ સકર્તાપતિને જાણવાની ગતિ રૂપ શક્તિ હોતી નથી.

तब जेतने तनु तत्त्वके । रज बीजके भव भेस ॥

प्रकृति आद्य गुण घण लहु । रजके साज सजेश ॥ ४ ॥

તેટલા માટે જ વિશ્વમાં તત્ત્વો સંયુક્ત જેટલા ઘાટો છે, તે સર્વ ઘાટો રજબીજના સંયોગથી ઉત્પન્ન થયેલા છે. પ્રકૃતિની આદ્ય લઈ ત્રણ ગુણઘણ સુધીના સર્વ ઘાટો રજબીજના સાજથી જ તૈયાર થયેલા છે.

यांहां लग उतइत कोउ कीनु । कळीत न निज किरतार ॥

तो ईतकेही आचारज । क्यौ करी शके सकार ॥ ५ ॥

એ પ્રમાણે મૃત્યુલોક તેમજ દેવલોક સુધી કોઈએ પણ નિજ કૈવલ કર્તાને જાણ્યા નથી. તો પછી અહીંના આચાર્યો તે નિજ કૈવલ કર્તાને કેવી રીતે સ્વીકારી શકે ?

ताते आ जुग भरनके । निजपति लहही न लोय ॥

कहे कुवेर गुण निर्गुणमे । अटक रहे सब कोय ॥ ६ ॥

તેટલા માટે જ આ જગતભરના સર્વ દેવો અને દાનવો પૈકી કોઈએ નિજ કૈવલપતિને જાણ્યા નથી. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે સર્વ કોઈ સગુણ દેવ, દેવીઓ તથા આદ્ય ધર્મગુરુઓને ભગવાન માની તેમા જ અટકી રહ્યા છે અને કેટલાક નિર્ગુણ બ્રહ્મમાં અટકી રહ્યા છે.

जो तुमही हमकु कहो । तुमेरे कोण शरीर ॥

तिनके देउ परिउत्तर । जो सुणहो धरी धिर ॥ ७ ॥

જો કદાચ તમે અમોને કહેશો કે, તો પછી તમારું શરીર કેવું છે ? તેનો ઉત્તર હું તમોને આપું છું. તેને તમે સર્વ ધૈર્યતા ધારણ કરીને શ્રવણ કરો.

अविगत पुरुष अरस हुते । आयेहु अवन्य मोझार ॥
आभ्र विद्युत गर्जनावत् । दीनेहु दरस देदार ॥८॥

પ્રથમ આદિમાં હું અંતરિક્ષ રહેલા અવિગત કૈવલ કર્તા રૂપ પરમ પુરુષ હતો ત્યાંથી હું પૃથ્વી ઉપર આવ્યો, ત્યારે જેમ વાદળ ઉત્પન્ન થયા પછી વિજળી અને ગર્જના થાય છે, તેમ મારા દિવ્ય સ્વરૂપનું અચાનક દર્શન થાય છે.

आभ्र अचानक सम तन । तडीत शब्द टहंकार ॥
व्रख्या अमीत अनुभव निज । समज हेत तत सार ॥९॥

અચાનક ઉત્પન્ન થતાં વાદળની માફક મારું શરીર પ્રગટ થતાં વિજળી રૂપ શબ્દોનો ટહંકાર થયા બાદ અમીવર્ષા રૂપ નિજ ચૈતનનો અનુભવ થતાં જળ રૂપ શ્રેષ્ઠ તત્ત્વોની સમજ જીવોને પ્રાપ્ત થાય છે.

जेही निज अंश मुमुक्षुकी । होहु सरल गति सोय ॥
तिनु श्रवण जमी गत्य रत्य । सहितम हरदे सकोय ॥१०॥

જે નિજ ચૈતન- અંશ મુમુક્ષુ અને સરળ ગતિવાન હોય, તેઓ આરતપૂર્વક મારાં વચનો શ્રવણ કરે તો તેઓના હૃદય રૂપ ભૂમિકામાં સર્વ ગતિ જામે છે.

एही विधकी श्रवनन जमी । कहितम हरदे समेत ॥
आ तन करीत घटाघन । भिजावन तेही खेत ॥११॥

એવી રીતના મારાં વચનો શ્રવણ કરવાથી તમારા હૃદય રૂપ ભૂમિકામાં સર્વ ગતિ જામે છે, એવું મેં તમોને કહ્યું તે તમારા હૃદય રૂપ ખેતરને કૈવલ જ્ઞાન રૂપ જળથી ભિજાવવા માટે ઘનઘોર વાદળ જેવું મેં આ મારું દિવ્ય શરીર પ્રગટ કર્યું છે.

खेत भिजाईत जेही कण । पकवीत अंश अमीर ॥

णवही परम पुनित पद । भवित अंश सुख शिर ॥ १२ ॥

તે તમારું હૃદય રૂપ ખેતર ભિજાવવાથી કણ રૂપ અમીર અંશ પરિપક્વ બને છે. ત્યાર પછી તે અંશને પવિત્ર પરમ પદ પ્રાપ્ત થવાથી અંશ પોતે કાયમ માટે શ્રેષ્ઠ અખંડ સુખો ભોગવે છે.

पही अभिप्रायन तन मन । अमित जमाइत जेह ॥

मुगतल साध्य धनवत् पुनि । विखरी हवु विदेह ॥ १३ ॥

એવા અભિપ્રાય અનુસાર હું મારા તન અને મનથી માનવોના હૃદયોમાં અમી રૂપ કૈવલ જ્ઞાન ગતિનો જમાવટ કરી અંશોને મુક્ત કર્યા બાદ વાદળની માફક વિખરાઈ જઈને હું વિદેહી થાઉં છું.

भवीतव देह विखरी तन । अकल रुप होय अंश ॥

जाई मीलु नीज पतिनपे । जीन्हके हुते सुवंश ॥ १४ ॥

જે રીતે મારું શરીર ઉત્પન્ન થયું હતું તે જ રીતે વિખેરી નાખીને હું અકળ અંશ સ્વરૂપ થાઉં છું ત્યાર પછી હું જે કર્તાની વંશનો હતો તે જ નિજ કૈવલપતિના અખંડ કૈવલ ધામમાં જઈ તેમને મળું છું.

आवन जावन के जेही । कीये अमीत मोई तंत ॥

कलप कलप परजंतही । बोध करहु जुग जंत ॥१५॥

મારા ગતિવાળા શરીરથી વિશ્વમાં આવવા જવાની રીત હું તમોને કહું છું. જગતમાં જીવોને આપનપુ (અંશ) અને પતિપદ (અંશીપદ) નો ઉપદેશ કરવા માટે હું દરેક કલ્પે વિશ્વમાં આવું છું.

सकल अंश शिर अधिपति । में निज अंश समेर ॥

युगन युगन पठवावहु । इश्वर अंश धनेर ॥ १६ ॥

સર્વ અંશોના શિર ઉપર અધિપતિ રૂપે હું નિજ કૈવલ કર્તાનો શ્રેષ્ઠ અંશ છું. દરેક યુગ યુગમાં વિષ્ણુના ઘણા અવતારી અંશોને તે કર્તા વિશ્વમાં કાર્ય અર્થે મોકલે છે.

पण में तो कुल कलपमें । आवहु एकही बार ॥

न्याय सहित दरशावन । खावन खुद किरतार ॥ १७ ॥

પરંતુ હું (પરમગુરુ) તો આખા કલ્પમાં ફક્ત એક જ વખત વિશ્વમાં આવું છું અને ન્યાયપૂર્વક ખુદ કર્તા ધણીનું અખંડ સ્વરૂપ જીવોને હું દશ્યમાન કરાવું છું.

जेही अवतारनसे जीनुं । खोज न कीये खनीत ॥

तेही कारण आवही मम । जुगधर करन जनीत ॥१८॥

વિશ્વના અવતારી પુરુષોએ તે ખુદ ધણીની શોધ કરી નહિ તે કારણે હું વિશ્વમાં આવીને જગતને ધારણ કરનાર તે કૈવલ કર્તાની જાણ્ય કરાવું છું.

येसेही हम निजपतिनके । परम अंश गतिवेत ॥

कहे कुवेर रहुं सदा । सक्रत पास सहेत ॥ १९ ॥

એવો હું કૈવલપતિની ગતિને જાણનાર પરમ વિશેષ અંશ છું. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે તે અનંત બ્રહ્માંડાધીશ કૈવલ કર્તાની પાસે સર્વદા હું પ્રેમપૂર્વક રહું છું.

बोहोरु पठावही तांही जहु । कर्ता कलप कोई काल ॥

नहितर रखे हजुरीत । में खुदके निज बाळ ॥ २० ॥

ત્યાર પછી તે કૈવલ કર્તા એક કલ્પ દરમ્યાન કોઈપણ સમયે મને જ્યાં મોકલે ત્યાં હું જાઉં છું અને ન મોકલે ત્યાં સુધી હું તે કૈવલ કર્તાની હજુરમાં રહું છું. એવો હું તે ખુદ કૈવલ ધણીનો બાળક છું.

बाळक होइ निजपतिनके । हुकमे रहु हज्जुर ॥

तरन तोरहु कीये बिन । तो कीम होहु सफुर ॥२१॥

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે તે નિજ કૈવલ પતિના હુકમનું પાલન કરવા હું બાળક જેવો થઈને હાજર રહું છું. તે કર્તાની આજ્ઞા સિવાય હું એક ઘાસનું તરણું (સળી) પણ તોડી શકું નહિ. તો પછી વિશ્વમાં હું જાહેર (સ્ફૂરાયમાન) કેવી રીતે થઈ શકું?

सफुरन सो इश्वरनता । प्रचा देखावन पेर ॥

सो तो हुकम बिना इत । क्यौ करी शके कुवेर ॥२२॥

વિશ્વમાં માનવોને યુક્તિપૂર્વક પરચા દેખાડવાથી ઐશ્વર્યતા પ્રાપ્ત થતાં જાહેર થવાય છે. પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે તેવું કાર્ય તો નિજ કૈવલ કર્તાના હુકમ સિવાય હું અહીંયા મૃત્યુલોકમાં કેવી રીતે કરી શકું?

जो हुकमे तो सब कछु । करी शकु जेही भाव ॥

पण मेरे पतिकी विभु । देख भयो गरकाव ॥२३॥

જો નિજ કૈવલ પતિનો હુકમ થાય તો તેમના ભાવ પ્રમાણે હું સર્વ કાર્ય કરી શકું છું. પરંતુ મારા કૈવલપતિની અથાહ વિભૂતિ જોઈને હું આશ્ચર્ય સાગરમાં ગરકાવ થઈ જાઉં છું.

अति अथाह अपरम जीनु । करत गणित नहि अंत ॥

पारस दाम चिंतामणि । जो शून्य के परियंत ॥२४॥

જેવી રીતે પારસ અને ચિંતામણિની કિંમત થઈ શકતી નથી અને શૂન્યનું માપ નીકળી શકતું નથી તેવી જ રીતે કૈવલ કર્તાની વિભૂતિ ઘણી જ અથાહ અને અપરંપાર હોવાથી તેની ગણતરી કરતાં અંત આવી શકે તેમ નથી.

या विधि अपरम क्रतवकी । कर्ता करतसे न्यार ।।

ताहां मेरे अनुभव थके । क्यौ करी शकु उच्चार ।।२५।।

એવી રીતના અપરંપાર ચૌદલોક રૂપ કૃતના કૈવલ કર્તા પોતે રચેલા કૃતથી અલગ રહેલા છે. તેવા તે કર્તા પદનો ગહન વિચાર કરતાં મારો અનુભવ થાકી જાય છે. તો પછી તે વિષે હું કેવી રીતે ઉચ્ચાર કરી શકું?

कीटीके पद पंगुके । ईश्वर शके न जोड ।।

तो एही कुल रचनारन । तिनकी कुन सहोड ।। २६ ।।

કીડીનો એકાદ પગ ભાંગ્યો હોય તો તેને પણ વિષ્ણુના ઈશ્વરી અવતારો સંધાડી શકતા નથી. તો પછી આ સમસ્ત સૃષ્ટિના રચનારની સરખામણી વિશ્વમાં કોણ કરી શકે તેમ છે?

जेही जेही प्रचा पुरीत इत । ईस भवीत भव सेत ।।

तेही सकल अभिमानीके । कर्ता सेती नहि हेत ।।२७।।

જેણે જેણે આ વિશ્વમાં જેવા થઈને પરચા આપ્યા છે, તેઓ સર્વ અભિમાની હોવાથી તેમને નિજ કૈવલ કર્તા પ્રત્યે પ્રેમ ભાવ હોતો નથી.

ईश्वरता जगमां नित्ये । भक्ति मान भरपूर ।।

हुकम विना उनमत हले । कर्ता रहत तिनुं दूर ।। २८ ।।

જગતના જીવો તેમને ઈશ્વર જેવા માનવા લાગ્યા. તેથી તેમને અધિક અભિમાન થયું. તેના પરિણામે તેઓ નિજ કૈવલ કર્તાના હુકમ સિવાય ઉન્મત્તપણે વર્તવા લાગ્યા. તેથી ખુદ કર્તા તેનાથી દૂર જ રહે છે.

जो कहेशो बिनु हुकमसे । प्रचा होय कीम कीन ॥
एतनी तो होय साम्रथा । प्रथम भक्ति जेही कीन ॥२९॥

જો કદાચ તમે કહેશો કે નિજ કૈવલ કર્તાના હુકમ સિવાય તેઓ પરચા કેવી રીતે આપી શકે ? તેનો જવાબ એ છે કે પ્રથમ જેણે ભક્તિ કરી હોય તેઓમાં સામાન્ય પરચા આપવા જેટલી સામર્થ્ય હોય છે.

जांहां लग जीनुं मसागत । तांहां लग तिनुकी खात ॥
तो कर्ताकु क्या लगे । आप हवीत निरधात ॥३०॥

જ્યાં સુધી જેણે જેવી મહેનત કરી હોય ત્યાં સુધી તેને તેનું ફળ મળે છે. પરંતુ ત્યાર પછી તેઓ તે મિલકત રૂપ ઐશ્વર્યથી રહિત થાય છે. જેથી તેમને અને કર્તાને શું લાગે વળગે ?

तब जेतनी ज़प तप हुती । संपत्य प्रचे नखोय ॥
इतके इतवीन खरचीत । पतिपे लहेण न कोय ॥३१॥

ત્યારે તેમણે જેટલું તપ કર્યું હતું તે સર્વ મિલકત રૂપ ઐશ્વર્યતા પરચા આપવામાં ખર્ચી નાખી. એ પ્રમાણે અહીંથી પ્રાપ્ત કરેલી મિલકત અહીંયા પરચા આપવામાં ખર્ચી નાખી, તેથી નિજ કૈવલપતિ પાસે તેમનું કોઈ પ્રકારનું લહેણું રહ્યું નહિ.

लेण देण विनु पतिनसे । तो तुमसे तिनु काव ॥
ए तो पल्ला छूट भये । तो जीतके तीत जाव ॥३२॥

તે નિજ કૈવલપતિ સાથે જેને કોઈ પ્રકારની લેણદેણ નથી તેઓનું કાર્ય કોણ અને કેવી રીતે કરશે ? એ રીતે નિજ કર્તા સાથેનો તેઓનો સંબંધ (પલ્લો) છુટી જવાથી તેઓ જ્યાં ને ત્યાં રખડતા થઈ જાય છે.

तबत्ये निज करतारसे । रखो संबंध सबेह ॥

जप तप साधन समरण । करीके सधो सनेह ॥३३॥

તેટલા માટે જપ, તપ અને સ્મરણ વિગેરે સાધન દ્વારા તમે સર્વ નિજ કૈવલ કર્તાની સાથે સ્નેહપૂર્વક સંબંધ રાખો.

तो निज शुद्ध सनेहत्ये । सक्रत करे सहाय ॥

जो तुम आपनपु तजो । तो पति लहेत बोलाय ॥३४॥

તેવા તમારા શુદ્ધ સ્નેહના કારણે નિજ સકર્તાપતિ તમોને સહાય કરશે, વળી જો તમે અહંપણાનું અભિમાન દૂર કરો તો તે કૈવલપતિ તમોને પોતાના અખંડ કૈવલ ધામમાં બોલાવી લેશે.

जो पति लेत बोलायके । तो तिनके बड भाग्य ॥

कहे कुवेर पाय पद । जे अपनी निज भाग्य ॥३५॥

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર કહે છે કે તે કૈવલપતિને જેને પોતાના કૈવલ ધામમાં બોલાવી લે, તે અંશ મહાન ભાગ્યશાળી કહેવાય. કારણ કે જે આપણું પોતાનું અસલ અખંડ સ્થાન (ધામ) છે તે પરમપદ તેઓ પ્રાપ્ત કરી શકે છે.

## પરમગુરુ ભગવાન કરૂણાસાગર રચિત

## તિથિ ગ્રંથ જ્ઞાન શિરોમણિ સમ્પૂર્ણ

 **સત્ કૈવલ સાહેબ** 


ભગવાન કરૂણાસાગર

# હંસ સરોદાજ્ઞાન
# મંગલાચરણ


મહંત શ્રી ચેતનદાસજી

परमगुरुके पद शीर नांई, ज्ञान सरोदाको कहुं गाई;
जाकु सुरको ज्ञान न होई, पशु समान मनुष हे सोई. ।।१।।

શ્રી છોટમલાલ શાસ્ત્રી કહે છે કે હું પરમગુરુના ચરણોમાં મારી અહંગરૂપી ભાવના નમાવીને ગુરૂ પાસે કૃપા માગું છું. હે ગુરૂદેવ! આપ કરૂણા કરો કે જેથી આ સ્વરનો ઉદય થાય. આજ સુધી ઘણાંને આ સ્વરનું જ્ઞાન નથી. જો કે મનુષ્ય મનુષ્ય ખરો, પરંતુ આ સ્વરનાં જ્ઞાન સિવાય પશુ સમાન છે. તે માટે સમજી શકાય તેવી રીતે ગાઈ બતાવું છું.

जो नरने सुर ज्ञान न जाना, सो पंडित है मुढ समाना;
जो स्वर ज्ञान जाने जोगी, ओर जीव समसो भव रोगी.।।२।।

જે મનુષ્યે સ્વરનું જ્ઞાન જાણ્યુ નથી, તે પંડિત હોવા છતાં પણ મુઢ સમાન છે. પરંતુ જે સ્વરનું જ્ઞાન જાણે છે તે જ ખરેખર યોગી છે, યોગી એટલે જે પ્રણવની ગતિ જાણે છે તે, બાકીના સઘળા મનુષ્ય જીવદશાના હોઈ ભવદુઃખના રોગી જાણવા.

जोतीक वैदक विद्यामांही, बीन स्वर सीधी कछु नांही;
ब्रह्मादीक देव ही जेते, हे स्वर ज्ञान परायन तेते. ।।३।।

આ જગતમાં જ્યોતિષ જાણનાર ઘણા છે. વૈદક જાણનાર ઘણા છે. વિદ્યા જાણનાર ઘણા છે પણ સ્વરની જાણ સિવાય તેમની ગતિ આગળ જઈ શકતી નથી. જો આ ન માનો તો બ્રહ્માદીક (સહદેવ) જેવા સ્વરનું જ્ઞાન જાણતા હતા પહેલા જે સ્વરના જાણકાર થઈ ગયા તે શાસ્ત્રી કહેવાયા અને પાછળ તેમના વંશમાં જે શાસ્ત્રી થયા તે બધા સ્વરના જ્ઞાન સિવાય પુસ્તકીયા જ્ઞાન ધરાવનાર થયા.

जो नरकु होय स्वर ज्ञाना, सो नर कहीये देव समाना;
जो सुर साधे सुरत लगाई, ज्ञान त्रिकाल होत हे होई. ।।४।।

જે જે મહાપુરુષોને સ્વરનું જ્ઞાન થયું છે તે આ જગતમાં દેવ સમાન ગણાયા છે. જે કોઈ સદ્ગુરુના શરણમાં રહી સુરતા લગાવી સ્વર સાધે તો તે ત્રિકાલજ્ઞાની થાય છે.

दुरखी देखे दुरखी पेखे, चौद लोककी मनकी पेखे;
जो नर साधे अपनी स्वासा, सो नर देखे अजबतमासा.।।५।।

જે કોઈ સ્વરના જાણકાર સદ્ગુરુના શરણમાં રહી પોતાની સ્વાસા સાધે એટલે કે અનુભવ કરે તો તે નર દૂરની વાત જાણી શકે છે. ચૌદ લોક એટલે ચાર અંતઃકરણ અને દશ ઈન્દ્રીયોના ઉઠતા અજંપાને તે જાણી શકે છે. તેમ જ ચાર વેદમાં જે જાણવામાં આવતું નથી તે પણ તે જાણી શકે છે.

## અંગ - ૧ : નાડી વિસ્તાર

### દોહા

नाभी स्थानक कुंडली, शक्ति भुजंगाकार;
बांधी नाही ताहीये, हे बोतेर हजार. ।।१।।

શરીરની અંદર નાભી છે. તે શરીરનો મધ્ય ભાગ છે. તેને કુંડળી કહેવાય છે. ત્યાં પ્રકૃતિનો વાસો છે તે સર્પાકાર છે.તેની સાથે બોતેર હજાર નાડીઓનું જાડાણ છે.

दश नाडि तामे बडी, तामें बडी हे तीन;
इगला पिंगला सुक्षमणा, जाणे जोग प्रवीन. ।।२।।

બોતેર હજાર નાડીઓમાં દસ નાડી મોટી છે. તેમાં પણ ત્રણ નાડી મોટામાં મોટી છે. તેમનું નામ ઈંગ્લા, પિંગલા અને સુક્ષ્મણા છે. આ શરીરમાં દશ નાડી મોટી છે. તેનું સ્થાન બે હાથમાં, બે પગમાં, એક નાભી સ્થાને છે, એક ઉપસ્થ સ્થાને છે, એક વંક નાળે છે. તે સિવાયની ત્રણ મોટીનાં નામ નાશીકાની જમણી બાજુ પિંગલા નાડી (સૂર્ય નાડી) કહેવાય છે અને નાશીકાની ડાબી બાજુ ઈંગલા નાડી (ચંદ્ર નાડી) કહેવાય છે. બંને શ્વાસા સરખો ચાલે તો તેને સુક્ષ્મણા કહેવાય છે. જેને પરમગુરુની કૃપા થાય તેને જ આ સમજાય છે અને તેજ સુક્ષ્મણા ખોલી શકે. ઈંગલા નાડીમાં છત્રીસ હજાર નાડીઓનો સમાવેશ થાય છે અને પીંગલા નાડીમાં છત્રીસ હજાર નાડીઓનો સમાવેશ થાય છે. તેની એકતા એટલે બંનેની એકતા, ત્રિકુટી સ્થાને એક થતાં સુક્ષ્મણા થાય છે અને તેનો છેડો બ્રહ્મરૂંદ્રમાં જ્યાં ચૈતન અંશની એકતા થાય છે, ત્યાં સોહંગનું સ્થાન છે ત્યાં આવેલો છે.

सकार श्वासा प्रवेशमे, नीकसत होत अहंकार;

शक्ति रुप हें सकार, संभु रुप हंकार. ।।३।।

લેવાતા પ્રણવમાં સતોગુણ છે. અને શક્તિ વસેલી છે. મુકાતા પ્રણવમાં અહંકાર ઘણ છે અને અગ્નિતત્ત્વનો વાસો છે. જો કોઈ સ્થિર કાર્ય કરવું હોય અગર ચંદ્ર દિશાએ જવું હોય અને નાડી વિરૂદ્ધમાં જતી હોય અને જલદી જવું હોય તો લેવાતા શ્વાસે પગ ઉપાડવો. અગર લેવાતા શ્વાસે મુહૂર્ત કરવું અને સૂર્યનાં કામ મુકાતા શ્વાસે કરવા.

शक्ति रुप हे चंद्रमा, वाम नाडीमें वास;

संभु रुपी सुरज हे, दछन नाडी वास. ।।४।।

ચંદ્ર નાડી શક્તિ રૂપ છે. તેનો વાસ નાશિકાની ડાબી બાજુએ છે. સૂર્ય નાડી શિવ રૂપ છે. તેનો વાસ નાશિકાની જમણી બાજુએ છે.

मध नाडी हे सुक्ष्मणा, तामे पावक वास;

ताकु कहीए सुक्ष्मणा, श्वास वहे दो पास. ।।५।।

નાશિકાની બંને ધારે બે સરખી નાડી ચાલે તેને સુક્ષ્મણા નાડી કહેવાય છે. (બંને નાકમાંથી એક સરખો શ્વાસ બહાર નીકળે તેને) તે નાડીમાં અગ્નિ તત્ત્વનો વાસ વધારે છે. એટલે તેમાં આ બાજુનાં (જગત તરફનાં) કોઈ કાર્ય સફળ થાય નહિ, અને લક્ષ ભજનને માટે લાભદાયક છે.

पंचकला एक एकमे, क्रम क्रम करे प्रकाश;

पृथ्वी जल ओरु तेज हे, वायु ओर आकाश. ।।६।।

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ આ પાંચ છે તત્ત્વો પ્રણવમાં વહે છે. દરેક તત્ત્વની પાંચ પાંચ કળાઓ છે તેને પચ્ચીસ પ્રકૃતિ કહેવામાં આવે છે. તેની ગણત્રીનો વિસ્તાર નીચે મુજબ છે.

पृथ्वी वहेसु मधसे, सुधी घाढी धार;
पीत बरन चोको न हे, प्रमान आंगुल बार. ।।७।।

ઈંગલા અને પિંગલા નાશિકાની આજુબાજુ અટક્યા સિવાય મધ્યમાં ઘાઢી ધારે ચાલે તેને પૃથ્વી તત્ત્વ કહેવાય છે. તેનું પ્રમાણ નાકની બહાર નીકળતા બાર આંગળ છે. તેનો રંગ પીળો છે.

मीष्टस्वाद धीरज हीए, सात्वीक व्रती होय;
तृष्टी रहे मनके विषे, ए गुन पृथ्वीका जोय. ।।८।।

પૃથ્વી તત્ત્વ ચાલતું હોય ત્યારે કોઈ વસ્તુ ખાઈએ તે સ્વાદિષ્ટ લાગે. વૃત્તિઓ શાંત થાય. મન શાંત રહે. આ ગુણ પૃથ્વી તત્ત્વના છે.

नीचेको पानी वहे, धवल धनुष्य आकार;
सोडस आंगुल माप हे, स्वाद मधुरा सार. ।।९।।

નાશિકાની નીચલી ધારે શ્વાસા ચાલે તેને જળ તત્ત્વ કહે છે. તેનો આકાર ધનુષ્ય જેવો હોય છે. તેનું માપ સોળ આંગળ છે. અને સ્વાદ મધુરો છે અને રંગ સફેદ છે.

मन वरते आनंदमें, चाहे भला कछु भोग;
नाभी लधुराने चले, गुण सात्वीक संजोग ।।१०।।

હંમેશા મનમાં આનંદ આવે છે અને સારા સારા સ્વાદ લેવાનો ભાવ થાય છે અને વસ્તુ ખાવાથી સ્વાદિષ્ટ લાગે છે અને ગમે તેટલું ખાઈએ તો પણ અભાવ થતો નથી. તેમાં સત્ત્વગુણ સદાય વર્તમાન કરે છે.

अग्नि तत्त्व ऊंचा चले, त्रीकोन रातो रंग;

चले सो आंगुल चारमें, गुन तामस मन संध ।।११।।

અગ્નિ તત્ત્વ નાશિકાની ઉપલી ધારે ચાલે છે, તેનો રંગ લાલ છે. તેનું માપ ચાર આંગળનું છે. અગ્નિ તત્ત્વ ચાલતું હોય ત્યારે મનમાં તમોગુણના (ક્રોધ) વિચાર આવે છે.

आळस निंद्रा अंगमे, क्लेस युक्त रहे चित्त;

तीक्ष्ण जाका स्वाद है, ए अग्निकी रीत ।।१२।।

અગ્નિ તત્ત્વ ચાલે ત્યારે શરીરમાં આળસ અને નિંદ્રા આવે છે. મનમાં ક્લેશ અને ચિંતા રહે છે. તેનો સ્વાદ તીખો છે.

वायु तत्त्व तीरछा वहे, अंगुल अष्ट प्रमाण;

हरा रंग खट कोण हे, गुण राजस सो जाण. ।।१३।।

વાયુ તત્ત્વ નાશિકાથી નીકળતો શ્વાસ કાન તરફ વહે છે. તેનું પ્રમાણ આઠ આંગળ છે. તેનો રંગ લીલો છે. તેનો ગુણ રજો ગુણ છે.

चपल चित्त वरती रहे, स्वाद चरपरा होय;

युज्यु वायु चले, यह नीश्चे करी जांण्य. ।।१४।।

જ્યારે પવન તત્ત્વ ચાલે ત્યારે ચિત્તમાં ચપળતા રહે એટલે ઘેરથી બહાર અને બહારથી ઘેર આવવાની તાલાવેલી થાય, તેનો સ્વાદ ચરખો છે. આ પ્રમાણે વાયુ તત્ત્વ ચાલે છે. તે અનુભવ કરતાં સિદ્ધ થાય છે.

चार तत्त्वके संघमे, चले तत्त्व आकास;
धुमर बरन हे सुन्यका, बाहेर नहि प्रकास. ॥१५॥

ઉપરના ચાર તત્ત્વની સંગમાં આકાશ તત્ત્વ ચાલે છે. એટલે નાશિકાની ચારે બાજુ ભરાઈને શ્વાસા ચાલે છે. તેનો રંગ શ્યામ છે, બહાર તેમાં બીજો કોઈ પ્રકાશ નથી.

फीका जाका स्वाद हे, आंगुल माप न होय;
स्वभाव होये विस्मृति, एही लक्षन नभ जोय. ॥१६॥

આકાશ તત્ત્વનો સ્વાદ ફીક્કો છે, તેનું માપ અઢી આંગળ છે. તેનો સ્વભાવ કોઈ પણ કામ કરવાની ઈચ્છા ન થાય. આ લક્ષણ આકાશ તત્ત્વના છે.

एक एक घटीका लगे, वहे एक एक फेर;
साठ घडी दीन रेनमे, आवत बारबार हवेर. ॥१७॥

ઉપરના તત્ત્વો એક એક ઘડીએ બદલાય છે, તેનો આધાર વિચારો પર ચાલે છે. ચોવીસ કલાકમાં સાઠ ઘડી થાય છે. એટલે દિવસના બાર વખત અને રાત્રીના બાર વખત તત્ત્વો બદલાય છે. તત્ત્વને સ્વાધી અવસ્થાન રહે છે અને અંતઃકરણ રહે છે.

पृथ्वी बल पचास पल, जल बल पल चालीस;

तेजनको बल त्रीसपल, वायु पल बल वीस. ॥१८॥

જ્યારે પૃથ્વી તત્ત્વ ચાલે, ત્યારે પચાસ પલ ચાલી શકે છે. જળ તત્ત્વ ચાલે ત્યારે ચાલીસ પળ, અગ્નિ તત્ત્વ ત્રીસ પળ અને વાયુ તત્ત્વ ચાલે ત્યારે વીસ પળ ચાલે છે. આ પ્રમાણે તત્ત્વ બળ છે.

दश पल बल आकाशको, रहे सुक्ष्णणा मांही;

धरे ध्यान परब्रह्मको, ओर कुछ करना नांही. ॥१९॥

આકાશ તત્ત્વનું બળ દશ પળ રહેલું છે. તેનો સુક્ષ્મણામાં વાસ છે. માટે સુક્ષ્મણા ચાલે ત્યારે લક્ષભજન, ઉર્ધ્વ ગતિ દ્વારા કરવું, તે સિવાય બીજું કોઈ કામ કરવું નહિ, અને કોઈ પદાર્થનું કામ કરવાથી હાનિ થાય છે.

एही विधि पंचु तत्त्वको, फल बलको अनुमान;

सकळ सुभासुभ काममे, जांने सुरते जान. ॥२०॥

આ પાંચે તત્ત્વના ફલ અને બલની વિધિ સમજાવી જો કોઈ ભગવતી જન સદગુરુની કૃપાથી સુરતા રાખીને અનુભવ કરે તો પદાર્થના સારા અગર નરસા કામમાં વિજય મેળવે.

पृथ्वी जल शुभ तत्त्वहे, तेज मिश्र फल होय;

हानी ओर मृत्यु करे, नभ पुनी मारुत दोय. ॥२१॥

પૃથ્વી અને જળ તત્ત્વ ઘણાં લાભકારી છે. અગ્નિ તત્ત્વમાં લાભ નહિ અને નુકશાન નહિ, જ્યારે આકાશ તત્ત્વ અને વાયુ તત્ત્વ ચાલે ત્યારે કાંઈ કાર્ય કરે તેમાં નુકશાન જાય અગર મૃત્યુ થાય.

पृथ्वी लाभ दीनमें करे, नीसा लाभ होय नीर;
हानी अग्नि वायुमे, नभमे जाय शरीर. ॥२२॥

દિવસના પૃથ્વી તત્ત્વ ચાલે તો લાભ થાય, રાત્રે જળ તત્ત્વ ચાલે તો લાભ થાય, અગ્નિ અને વાયુ તત્ત્વ ગમે ત્યારે ચાલે તો પણ નુકશાન થાય અને આકાશ તત્ત્વ ચાલે તો શરીરનો નાશ થાય છે.

पृथ्वी लाभ होय पुरवमें, जलमां दछन वास;
तेज तत्त्व पश्चिम दिशा, वायु उत्तर आस. ॥२३॥

પૃથ્વી તત્ત્વ ચાલે ત્યારે પૂર્વ દિશામાં જવાથી લાભ થાય છે. જળ તત્ત્વ ચાલે ત્યારે દક્ષિણ દિશામાં જવાથી લાભ થાય છે.અગ્નિ તત્ત્વ ચાલે ત્યારે પશ્ચિમ દિશામાં અને વાયુ તત્ત્વ ચાલે ત્યારે ઉત્તર દિશામાં જવાથી લાભ થાય છે.

शुन्य रहत सब कोगमे, जाने सुरके वेत;
सुरमे लाभ अलाभकी, दीसा भेद कही देत ॥२४॥

આકાશ તત્ત્વ ચાલે ત્યારે એકેય દિશામાં જવું નહિ. આ બાબત સ્વરનો જાણકાર જ જાણી શકે છે અને તે દિશાઓનો ભેદ લાભ, અલાભની બાબત નક્કી કરી કહી શકે છે.

पृथ्वी चींता मुलकी, जल वायुमे जीव;
धातु चींता तेजमे, सुन्य सुन्य सदैव. ॥२५॥

સ્થિરકામ જેવા કે મકાનનું ખાત મુહૂર્ત કરવું, વાસ્તુ પૂજન, નવી દુકાન કરવી, જમીન રાખવી વગેરે પૃથ્વી તત્ત્વમાં કરવું, જળ તત્ત્વ અને વાયુ તત્ત્વમાં વાહન ચલાવવું, ખરીદવું વગેરે ચાલતા

કામ કરવાં, ધાતુ ખરીદવા માટે, સોનું, રૂપું, લોખંડ, ચાંદી વગેરે ખરીદવું હોય તો અગ્નિ તત્ત્વમાં કરવું અને આકાશ તત્ત્વ ચાલતું હોય ત્યારે કોઈ પણ કામ કરવું નહિ.

चंद्र वार जल तत्त्व हे, कारज सिधि करनार;

बुधवारे धरती भली, वायु तत्त्व गुरुवार. ॥२६॥

સોમવારે જળ તત્ત્વ ચાલે અને મુહૂર્ત કરે તો કાર્ય સફળ થાય. બુધવારે પૃથ્વી તત્ત્વ ચાલે અને મુહૂર્ત કરે તો કાર્ય સફળ થાય. ગુરુવારે પવન તત્ત્વ ચાલે અને મુહૂર્ત કરે તો તે કાર્ય સફળ થાય.

तेज तत्त्व भ्रगु वारमें, सिद्धि करे सब काम;

तत्त्व चार चहुवार मे, जो नाडी वहे वाम. ॥२७॥

શુક્રવારે અગ્નિ તત્ત્વ ચાલે તો કાર્ય સિદ્ધિ થાય. આ ચાર તત્ત્વ અને વાર ચંદ્ર નાડીના છે. (સોમવાર, બુધવાર, ગુરુવાર અને શુક્રવાર એ ચાર ચંદ્રના વાર છે.)

अग्नि तत्त्व रवि मे भलो, वायु मंगल होय;

शनिवार आकाशमे, नाडी दछन जोय. ॥२८॥

રવિવારે સૂર્ય નાડી ચાલતી હોય અને અગ્નિ તત્ત્વ હોય તેમ જ મંગળવાર હોય અને વાયુ તત્ત્વ ચાલતું હોય, શનિવાર હોય અને આકાશ તત્ત્વ ચાલતું હોય તો કાર્ય સફળ થાય.

वाम सूरज ओरु दाहिना, कहे तत्त्व ओरु वार;

तामे जो कारज करे, होय सिधि निरधार. ॥२९॥

ચંદ્ર નાડી અને સૂર્ય નાડી તેનાં તત્ત્વ ઉપર પ્રમાણે જે કહ્યા તે પ્રમાણે જે કંઈ કાર્ય કરે તો સફળ થાય.

जंगामे पृथ्वी वसे, वरुण चरणमे वास;
वायु तत्त्व रहे उद्र मे, चरव मे तेज निवास. ॥३०॥

ગુદાએ પૃથ્વી તત્ત્વ રહે છે, લીંગ સ્થાને જળ તત્ત્વ છે. ઉદરમાં વાયુ તત્ત્વ છે અને મુખમાં અગ્નિતત્ત્વ છે.

नभका वास शीशमे, सुनो सतीजी वात;
करे जुध जोही तत्त्वमें, तेही तेही अंगे घात. ॥३१॥

શીશમાં આકાશ તત્ત્વનો વાસ છે ઉપર પ્રમાણે તત્ત્વ નાડી વિષે જે કહ્યું તેની વિરૂદ્ધમાં જે કંઈ કાર્ય કરે તેમાં નુકશાન થાય.

// इती श्री पंचतत्व विचार समाप्त //

## અંગ - ૨ : અથ નાડી વિચાર

सुक्ल पक्ष हे चंद्रको, कृष्ण पक्षमे भान;
पडवा आदी दे कये, तीन तीन दीन जांन. ॥१॥

સુદી પડવાથી ત્રણ દિવસ ચંદ્રના છે, અને વદી પડવાથી ત્રણ દિવસ સૂર્યના છે. આ પ્રમાણે ત્રણ ત્રણ દિવસ ગણી લેવા.

पडवा ते पुंनी तेजलुं, चंद्र नाडी हे सार;
फेर सूरज फेर चंद्रमा, उजल पक्ष विचार. ॥२॥

વદી પડવામાં સૂર્ય આવેં છે અને સુદી પડવામાં ચંદ્ર આવે છે. ત્રણ સૂર્ય પછી ત્રણ ચંદ્ર ગણાય.

कृष्ण पक्ष हे आदीमें, तीन दीना लु भांन;
फेर चंद्रा फेर भांन हे, तीन तीन दीने जांन. ॥३॥

ઉપરની ચોપાઈમાં જે ખુલાસો કર્યો તેનો ફરીથી સ્પષ્ટ ખુલાસો કરવામાં આવે છે.

સુદી પડવાથી ત્રણ દિવસ ચંદ્રના છે. અને ત્રણ (૪,૫,૬) સૂર્યના છે. તે પ્રમાણે ત્રણ ત્રણ ગણતાં ૧૩,૧૪,૧૫, ના ચંદ્ર આવે છે અને વદી પડવે ત્રણ સૂર્ય આવે છે. એ પ્રમાણે ત્રણ ત્રણ ગણતાં ૧૩,૧૪ અને અમાસે સૂર્ય આવે છે.

चंद्र तीथीमें सूरज वहे, सूरज दीनमें चंद्र;
अशुभ करे हांनी करे, मन उदेवकी चंद्र. ॥४॥

ચંદ્ર તિથિમાં સૂર્ય નાડી ચાલે તો શુભ કામ કરવું નહિ. સૂર્ય તિથિમાં ચંદ્ર નાડી ચાલે તો સૂર્યનાં કોઈ કામ કરવાં નહિ.

नीको नीज नीज उद्यममें, उलटे उलटा होय;
तातें दोनुं पक्षमें, जंन करीके जोय. ॥५॥

સૂર્ય તિથિમાં ચંદ્ર ચાલે અને ચંદ્ર તિથિમાં સૂર્ય ચાલે. આ ગતિનો કોઈ જાણકાર હોય તે જ સંત સમાગમથી જાણી શકે છે.

चंद्र निवारे रात्रीये, दीने दीवा करवारे;
ए अभ्यास सदा करे, सो योगी नीरधारे. ॥६॥

ચંદ્ર નાડી ચાલતી હોય, તેને સૂર્ય નાડીમાં બદલી શકે, તેમજ સૂર્ય નાડી ચાલતી હોય તેને ચંદ્ર નાડીમાં ફેરવી શકે, તેને જ સાચો યોગી કહેવાય.

अलंकार मुखन वसन, यात्रा काम विवाह;
प्रवेस ओर शुभ काममें, चहीए चंद्र प्रवाह. ॥७॥

નવા દાગીના પહેરવાના હોય, નવાં કપડા પહેરવાનાં હોય, જાત્રા કરવા જવાનું હોય, વિવાહનું કામ હોય, ઘરનું વાસ્તુ હોય, આવા કામોમાં ચંદ્ર નાડી, ચંદ્ર તિથિ અને ચંદ્ર વાર જોઈએ.

दुत युद्ध विग्रह समे, मैथुन भोजन स्नान;
भय भंग व्यवहारमें, चलना चाहीए भांन. ॥८॥

સંદેશો લઈ જવામાં, યુદ્ધમાં, વિગ્રહમાં, મૈથુનમાં, ભોજનમાં અને સ્નાન કરવામાં સૂર્ય નાડી જોઈએ.

दुर युद्धमें जइ करे, चंदा वहेता होय;
समीपमें युद्धमें, जये सूरजमें जोय. ॥९॥

દૂર યુદ્ધ કરવા જવું હોય તો ચંદ્ર નાડી હોય તો વિજય થાય. નજીક યુદ્ધમાં જવાનું હોય તો સૂર્ય નાડી હોય તો વિજય થાય.

जात्री ओर विदेशमें, जो कोइ धरते जाय;
जेही नाडी वहे आपकी, सो पग प्रथम उठाय. ॥१०॥

જાત્રાએ અથવા પરદેશમાં જવા માટે ઘેરથી નીકળતાં જે નાડી ચાલે તે પગ પહેલો ઉઠાવવો.

चंदा सम पद दीजीए, वीसम पाग दे सूर;
जात्रा आदी विदेशमें, पावे सुख भरपुर. ॥११॥

ચંદ્ર નાડી ચાલતી હોય અને ડાબો પગ પહેલો ઉઠાવે અને જમણો પગ પાછળથી ઉઠાવે તો જાત્રા અને વિદેશમાં આવકાર સારો મળે અને ભરપૂર સુખ મળે.

चंदा दीजे चारण, सूरज पांच डग जाय;
जात्रा ओर विदेशमें, मन चीत व्याकुल थाय. ॥१२॥

ચંદ્ર નાડી ચાલતી હોય અને ડાબો પગ ઉઠાવી ચાર ડગલાં ચાલી ઊભો રહે; તેમ જ સૂર્ય નાડી ચાલતી હોય અને જમણો પગ ઉઠાવી પાંચ ડગલા ચાલી ઊભો રહે, તો મનમાં વ્યાકુળતા રહે, શાન્તી ના મળે, અપમાન થાય, માટે ડાબો પગ અથવા જમણો પગ ઉઠાવીને દશ ડગલા સુધી ઊભા રહેવું નહિ.

सूरज वहेते चालीए, पुरव उत्तर देश;
दछम पंछम दीशमें, ससीमे चले नरेश. ॥१३॥

સૂર્ય તિથિ અને સૂર્ય વાર હોય અને સૂર્ય નાડી ચાલતી હોય અને પૂર્વ અને ઉત્તર દિશાએ જાય તો તેનું કામ સિદ્ધ થાય. ચંદ્ર તિથિ, ચંદ્ર વાર અને ચંદ્ર નાડી ચાલતી હોય અને દક્ષિણ અને પશ્ચિમ દિશાએ જાય તો તેનું કામ સફળ થાય.

नाडी चाले चंद्रकी, पूरव उत्तर जाय;
हांनी मृत्यु भय करे, कहि सरोदा गाय. ॥१४॥

પૂર્વ અને ઉત્તર દિશા હોય, તિથિ અને વાર સૂર્ય હોય અને ચંદ્ર નાડી ચાલે તો નુકશાન, મૃત્યુ અથવા ભય કરે એવું સરોદા શાખ પુરે છે.

सूरज सूरजमें कोइ नर, दछन पछम जाय;
चोर मीले शत्रु मीले, कारज सीधी ना थाय. ॥१५॥

સૂર્ય તિથિ હોય, સૂર્ય વાર હોય અને સૂર્ય નાડી ચાલતી હોય અને દક્ષિણ અને પશ્ચિમ દિશાએ જાય તો લુંટાય, શત્રુ મલે અગર કાર્ય સફળ ના થાય.

विवाह जगडा जुधमें, चंद्र वहेता होय;
पुरव उत्तर पुठ दे, करे खेल जो कोय. ॥१६॥

વિવાદ કરવો હોય, ઝગડો કરવો હોય, યુદ્ધ હોય અને ચંદ્ર નાડી ચાલતી હોય, પૂર્વ અને ઉત્તરમાં પુઠ રાખી દક્ષિણ અને પશ્ચિમ તરફ મુખ રાખે તો જીત મેળવે.

दछम पछम पुठदे, जो वहेता होय भांन;
दुत जुद ओरु वादमे, जुते सही सुजांन. ॥१७॥

દક્ષિણ અને પશ્ચિન દિશાએ પુઠ કરે અને સૂર્ય નાડી ચાલતી હોય તો યુદ્ધ, ઝગડો, વાદવિવાદ, આ સ્વરનો જાણકાર જીતી શકે છે.

पुरण ग्रह यह चंद्रको, उर्धवाम सनमुख;
सजनकु तांहां राखीए, दुरजन देवे दुःख. ॥१८॥

ચંદ્ર તિથિ, ચંદ્ર વાર, ચંદ્ર દિશા, અને ચંદ્ર નાડી ચાલતી હોય અને ડાબો પગ ઉઠાવી જવાનું હોય તો કાર્ય સફળ થાય અને આનંદ રહે. પરંતુ જો ચંદ્ર તિથિ, ચંદ્ર વાર, ચંદ્ર દિશા હોય અને સૂર્ય નાડી ચાલતી હોય તો ગમે તેવો સજ્જન હોય, મિત્ર હોય તો પણ દુઃખ આપે છે.

नीचा पीछा दाहीना, पुरण ग्रह ग्रहराज;
सुज्जनकु तांहां राखीए, दुरजन करे अकाज. ॥१९॥

સૂર્ય તિથિ, સૂર્ય વાર, સૂર્ય દિશા અને સૂર્ય નાડી ચાલે તો કાર્ય સફળ થાય. ચંદ્ર તિથિ, ચંદ્ર વાર, ચંદ્ર દિશા અને ચંદ્ર નાડી ચાલતી હોય તો કાર્ય સફળ થાય. પરંતુ ઉલટી નાડી ચાલતી હોય તો કાર્ય સફળ ન થાય.

वाघ सरप वीपु चोरकु, राखो रीते पास;
कोप करी आवे पुनी, करी शके नहि त्रास. ॥२०॥

ઉપર મુજબ નાડી ચાલતી હોય અને એ રીતે ચાલે તો વાઘ, સાપ, દુશ્મન અને ચોર ઘણો કોપ કરીને આવે તો પણ આપણને ત્રાસ આપી શકે નહિ.

गुरु बंधु नृप पुत्र पुनी, जो हीत करता होय;
पुरंन अंगे लजीये, सुखदायक सव कोय. ॥२१॥

ગુરુ, ભાઈ, રાજા, પુત્ર અને સ્ત્રી-આ બધા આપણાં હિતેચ્છુ છે. છતાં જો કોઈ બાબતમાં મતભેદ પડે તો આપણી જે નાડી ચાલતી હોય તે બાજુ તેમને બેસાડવાં. અગર આપણી નાડી સૂર્ય ચાલતી હોય તો આપણે ઊઠીને તેમની ડાબી બાજુએ બેસી જવું, અને આપણી ચંદ્ર નાડી ચાલતી હોય તો આપણે ઊઠીને તેમની જમણી બાજુએ બેસવું.

शत्रु होय आपको, राखो रीते पास;
सौ निश्चे हारी रहे, आप ही पावे नास. ॥२२॥

ઉપર મુજબ નાડી ચાલતી હોય અને શત્રુ પાસે હોય તો તે પોતાની જાતે હારી જાય છે.

## પ્રશ્નોત્તર

आगे राखे सुन्य ग्रह, करे पुरनमें प्रस्ट;
सुन्य स्थांन शत्रु रहे, निश्चे पावे नृष्ट. ॥२३॥

પ્રશ્ન પુછવા આવનાર માણસ જો છાનોમાનો આવીને બેસી જાય અને પ્રશ્ન પુછે અને જો એકી અક્ષર હોય અને સૂર્ય નાડી ચાલતી હોય અને જમણી બાજુએ આવીને બેસે તો તેનું કાર્ય સફળ થાય નહિ. તે જ પ્રમાણે ચંદ્ર નાડીનું સમજવું ચંદ્ર નાડીમાં બેકી અક્ષર જોઈએ.

जोध पूर्व पछम दोनुं करे, केहे कोनकी हे जीत;
पहेला जीते पुरनमें, जीते दुजारी कत. ।।२४।।

પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશાએ યુદ્ધ ચાલતું હોય અને કોઈ પ્રશ્ન પૂછે કે કોની જીત થશે, તો સૂર્ય નાડી ચાલતી હોય તો પૂર્વ અને ઉત્તર વાળો જીતશે. ચંદ્ર નાડી ચાલતી હોય તો દક્ષિણ અને પશ્ચિમ વાળો જીતશે.

चंदा चोर विखकु हरे, बलावस रवी मोय;
मोक्ष काममां सुक्ष्मणा, ओरन कीजे कोय. ।।२५।।

ચંદ્ર નાડી ચાલતી હોય તો ચોર પકડી શકાય છે અને ઝેર પીધું હોય તો ઉતરી જાય છે. સૂર્ય નાડીમાં ભૂત, પલીત ભાગી જાય છે. મંત્ર જંત્ર થઈ શકે છે. સુક્ષ્મણા મોક્ષના કામમાં આવે છે. તેમાં બીજું કોઈ કાર્ય કરવું નહિ.

सूरजमें भोजन करे, नारी वसको करम;
सयन करे सो सूरजमें, पंडीत जांने मरम. ।।२६।।

સૂર્ય નાડીમાં ભોજન કરે, નારીને વશમાં કરવી હોય તો સૂર્ય નાડીમાં થાય, સૂર્ય નાડીમાં ઊંઘ સારી આવે, સૂતી વખતે ચંદ્ર ચાલતી હોય તો ડાબુ પડખું દબાવે એટલે ડાબે પડખે સૂઈ જાય તો સૂર્ય નાડી આવે, દિવસે આરામ કરવો હોય તો જમણે પડખે સૂવું જેથી આરોગ્ય સારૂ રહે, આ જાણીને અનુભવ કરે તેને પંડિત કહેવાય.

सो कारती जवर आरतीमें, वीख मुरछात्री होय;
बोध करे जो सज्जनकु, चंद्र चलावे सोय. ।।२७।।

તાવ, ઝેર પીધું હોય, મુરછા, સજ્જનને બોધ કરવો, આ ચંદ્ર નાડી ચાલતી હોય તો ઉપરના કાર્યો સફળ થાય.

प्रछक पुरण नाडीमें, करे सुभा सुभ काम;
ताकी सीधी जांनीये, शुन्ये सुन्यंत मांहांय. ॥२८॥

સરોદાના જાણકાર પાસે આવી કોઈ પ્રશ્ન પુછે અને સૂર્ય નાડી ચાલતી હોય, એકી અક્ષર હોય અને જમણી બાજુ બેસીને પુછે તો તેનું કાર્ય સફળ થાય. પરંતુ સૂર્ય નાડી ચાલતી હોય અને ડાબી બાજુ બેસે તો કાર્ય સફળ ના થાય.

प्रछक आवे सुन्यसे, बेठे पुरण पास;
ताकी सीधी जाणीये, सुन्ये काज विनास. ॥२९॥

કોઈ માણસ પ્રશ્ન પુછવા બોલ્યા-ચાલ્યા સિવાય આવે અને જે નાડી ચાલતી હોય તે બાજુએ આવીને બેસે તે અક્ષર પણ મલતા હોય, તો તેનું કાર્ય સફળ નહિ થાય.

प्रवेस होवे स्वासका, प्रछक पुछे वात;
ताकी सीधी जांनीए, नीकसी नीष्ट फल जात. ॥३०॥

કોઈ પ્રશ્ન પુછવા આવે અને શ્વાસ લેવાતો હોય તો તેનું કાર્ય સફળ થાય અને શ્વાસ મુકાતો હોય તો કામ થાય નહિ.

प्रछक पुछे सुरजमें, वीसम वरण जो होय;
संम अक्षर होय चंद्रमे, कारज सीधी सोय. ॥३१॥

સૂર્ય નાડી ચાલતી હોય અને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પ્રશ્ન પૂછે, જોડાક્ષર હોય તો તે કાર્ય સફળ થાય.

वीपरीत जो अक्षर मीले, विप्रीत होवे श्वास;
ताकु एसो भाखीये, कारज पावे नाश. ॥३२॥

કોઈ પ્રશ્ન પુછવા આવે અને વિરૂદ્ધ નાડી ચાલતી હોય અને વિરૂદ્ધ અક્ષર હોય તો તેનું કાર્ય સફળ થાય નહિ.

गुरु शुक्र बुध चंद्रमां, वाम नाडीके वार;
मंगल शनी रवि हेमला, होय सूरज सार. ॥३३॥

સોમવાર, બુધવાર, ગુરુવાર અને શુક્રવાર - આ ચાર ચંદ્ર નાડી ના છે. મંગળવાર, શનિવાર અને રવિવાર - આ ત્રણ વાર સૂર્ય નાડીના છે.

मेस, करक, तुला मकर हे, चार लग्न चार एह;
सूरज नाडीमे मलें, करे काम सुभ जेह. ॥३४॥

મેષ, કર્ક, તુલા અને મકર - આ ચાર રાશીવાળાને સૂર્ય નાડી હોય, સૂર્ય વાર હોય, સૂર્ય તિથિ હોય અને સૂર્ય દિશા હોય અને સૂર્યનું કામ કરવાનું હોય તો સફળ થાય.

वरख सिंह वृश्चिक भले, कुंभ सहीत स्थीर चार;
स्थीर कारज सीधी करे, चंद्र जोगकी लहार. ॥३५॥

વરખ, સિંહ, વૃશ્ચિક અને કુંભ આ ચાર રાશી ચંદ્રની છે. ચંદ્રના જે કામ કરવાના હોય તે તિથિ, વાર ચંદ્રના હોય અને ચંદ્ર નાડી ચાલતી હોય અને સ્થિર કાર્ય કરવાનાં હોય તો સફળ થાય.

मीन मीथुन धन कन्यका, ए कहीये द्री सभाव;
ताकी नाडी सुक्ष्मणा, जाको मंन प्रभाव. ॥३६॥

મીન, મિથુન, ધન અને કન્યા - આ ચાર રાશી સુક્ષ્મણા નાડીની છે. આ ચાર રાશીવાળાને જો સુક્ષ્મણા ચાલતી હોય તો સામા માણસ ઉપર પ્રભાવ પાડે છે. આ રાશીવાળાને સૂર્ય નાડી ચાલતી હોય તો સૂર્યના કામ અને ચંદ્ર નાડી ચાલતી હોય તો ચંદ્રના કામ થઈ શકે છે.

तीथी वार अक्षर मीले, लग्न नाडीके संघ;
तत्व मीले ताहीमे, तो अती भला प्रसंग. ।।३७।।

સૂર્ય અથવા ચંદ્ર નાડી ચાલતી હોય, અક્ષર મલે, તિથિ અને વાર મલે, અને તત્ત્વ મલે અને દિશા મલે તો તે સારામાં સારા પ્રસંગ છે.

## અંગ - ૩ : ચંદ્ર નાડીના કામ

स्थीर कारज जगमें हे जे ते, चंद्र जोगमें करीए ते ते;
अन धनादी संग्रह जेही, चंद्र जोगमें करना तेही. ।।१।।

ચંદ્ર યોગમાં જે કઈ સ્થિર કાર્ય કરવાનાં હોય તેની સમજણ નીચે પ્રમાણે છે.

અનાજ કોઠીએ ભરવું હોય, ધન તીજોરીમાં મૂકવું હોય ચંદ્ર નાડી ચાલતી હોય, ચંદ્ર તિથિ અને ચંદ્ર વાર હોય તો તે સંઘરેલું સારૂં રહે છે.

वापी कुप सरोवर खासा, गाँम वसावे घरमें वासा;
बाग बगीचा धाम बनावे, खेती वणज विद्या सीखावे. ।।२।।

વાવ ખોદાવવી હોય, કુવો ખોદાવવો હોય, સરોવર ખોદાવવું હોય, ગામ વસાવવું હોય, ઘરમાં વાસ કરવો હોય, બાગ બગીચા બનાવવા હોય, ઘર બનાવવાનું હોય, ખેતી કરાવવી હોય, વેપાર અને બાળકને શાળામાં દાખલ કરવું હોય તો ચંદ્ર યોગમાં કરવું.

विवाह तीरथ दान जो करही, वस्त्राभुखन जो वपु धरही;
दीछा मंत्र जोग आराधे, देव उपासन साधन साधे. ।।३।।

સગપણ અને લગ્ન, તીરથ, દાન, સારાનવાં વસ્ત્રો પહેરવાં નવાં દાગીના પહેરવા, ગુરુ પાસેથી દિક્ષા મંત્ર લેવો, જોગ આરાધવો હોય, દેવ ઉપાસના અને સાધના સાધવી - આ કામ ચંદ્ર જોગમાં કરવાં.

दीव्य रसायन ओसड कीजे, विद्याभ्यास ग्रंथ लखी लीजे;
राज्यासन पर बेसे राजा, ओर अनेक होय स्थीर काजा. ।।४।।

રસાયણ ઔષધી બનાવવી, વિદ્યાભ્યાસ કરવો, ગ્રંથ લખવો, ગાદી ઉપર બેસવું - આવા અનેક સ્થિર કામ કરવાના હોય તો ચંદ્ર યોગમાં કરવાં.

सो सब चंद्र जोगमें कीजे, तीरथ वरत दांन जो दीजे;
देव प्रतिष्ठा आदी जेही, चंद्र जोगमें करना तेही. ।।५।।

ઉપરના જે સ્થિર કાર્યો તેમ જ તીરથ કરવું હોય, વ્રત કરવું, દાન કરવું, દેવ પ્રતિષ્ઠા કરવી, વિગેરે ચંદ્ર યોગમાં કરવા જોઈએ.

## અંગ - ૪ : સુરજ નાડીકા કામ (દોહા)

मारन मोहन वसीकरन, उचारन ओरु द्रेस;

आकर्षण ओर प्रेरण, बांधे सहस्त्र नरेस. ।।१।।

મારવું, મોહ કરવો, વશ કરવું, ઉચાટ કરવો, દ્વેષ કરવો, આકર્ષણ કરવું, પ્રેરણા કરવી અને હથિયાર રાજાએ સજાવાં - આ સૂર્ય નાડીમાં કામ થાય છે.

मृगीआ द्युत वीवाद पुनी, मंत्र तंत्र अभ्यास;

देवी भूत उपासना, करे रीपुको नास. ।।२।।

શિકાર કરવો, છેતરવો, વાદવિવાદ કરવો, મંત્ર અને જંત્રનો અભ્યાસ કરવો, દેવી અને ભૂતની ઉપાસના કરવી, શત્રુનો નાશ કરવો, આ કામ સૂર્ય યોગમાં થાય છે.

दष्ट मृष्ट वीख हरनकुं, झाडा देवे कोय;

रोग हरन ओखद भखे, सुख पावे नर-सोय. ।।३।।

દષ્ટિ લાગવી, (નજર) મુઠ મારવી, કરડવાથી ઝેર ચડવું, ઉજણી નાખવી, રોગમાં ખાવાની દવા લેવાની હોય, આ સૂર્ય નાડીમાં કરે તો સુખી થાય.

तरवो नदी समुद्रमें, मैथुन भोजन स्नांन;

क्रुर काम जे ते करे, लीजे नाडी भांन. ।।४।।

પાણીમાં તરવું, સમુદ્રમાં મુસાફરી કરવી, મૈથુન, ભોજન, સ્નાન કરવું, ઘાતકી કામ કરવું- આ બધા કામો સૂર્ય નાડીમાં થાય છે.

जुध करे जो सूरजमें, सो जीते नर राज;

जबही चाले सुक्ष्मणा, कछु न कीजे काज. ।।५।।

સૂર્ય નાડીમાં યુદ્ધ કરે તો રાજા જીતી જાય. જો સુક્ષ્મણા ચાલે તો કોઈ કામ કરવું નહિ.

जुध करन कु जो चढे, कोय सुक्ष्मणामां होय;

सो नहि आवे जीवता, यामें संशे नां होय. ।।६।।

સુક્ષ્મણા ચાલતી હોય, અને યુદ્ધ કરવા જાય તો કોઈ જીવતા આવે નહિ. એમાં શંકા નથી.

जो वहेती होय सुक्ष्मणा, कछु नकीजे काज;

ध्यान धरे परब्रह्मको, सो पावे सुख साज. ।।७।।

જો સુક્ષ્મણા ચાલતી હોય તો કોઈ કાર્ય કરવું નહિ. પરંતુ પરબ્રહ્મનું એટલે કે સોહંગનું લક્ષ મંત્રથી ધ્યાન કરવાથી પરમગુરુની કરૂણા ઉતરે છે.

पृथ्वी जल दो तत्त्वमें, होय लाभ भरपुर;

हानी अग्नि वायुमे, नभमें नीष्ट फळपुर. ।।८।।

પૃથ્વી તત્ત્વ અને જળ તત્ત્વ બંને ચાલતા હોય અને ચંદ્રના કામનું મુહૂર્ત કરવાનું હોય તો ઘણો લાભ મળે છે. અગ્નિ અને વાયુ ચાલે તો સફળતા ના મલે. આકાશ તત્ત્વ ચાલતું હોય તો મુડી સાથે જાય.

पृथ्वी लाभ वीलसे, तुरत लाभ जल मांहांय;

हानी अग्नि वायुमे, नभमें फल नहि कांय. ।।९।।

જળ તત્ત્વમાં જે કોઈ કાર્ય કરે તો તેમાં તરત જ લાભ થાય. પૃથ્વી તત્ત્વમાં લાભ મલે, પરંતુ ધીરજ રાખી ધંધો આગળ ચાલુ રાખવો પડે. અગ્નિ તત્ત્વ અને વાયુ તત્ત્વમાં લાભ ના મલે. આકાશ તત્ત્વમાં મુડી પણ જાય.

प्रछक पुछे आयके, द्रष्टी उची होय;
ताकु चींता जीवकी, परखी लीजे सोय. ॥१०॥

કોઈ માણસ પ્રશ્ન પુછવા આવતાં હોય અને આવનારની દ્રષ્ટિ ઊંચી હોય તો તેને જીવનની ચિંતા છે તે જાણવું.

चींता कहीए मुलकी, द्रष्ट भुमीये होय;
सम द्रष्टी होय ताहीकी, धातु चींता सोय. ॥११॥

પુછનારની દ્રષ્ટિ નીચી હોય તો જાણવું કે ભૂમિ વિષે જે કંઈ ખોવાયું તે પુછવા માટે આવે છે. જો સરખી દૃષ્ટિ હોય તો ધાતુની વસ્તુ ખોવાઈ હોય તે માટે આવે છે.

पृथ्वी तत्त्वे काम स्थीर, जलमांहे चल काम;
मारन मोहन उचाटन पवन, तज मांही संग्राम. ॥१२॥

સ્થિર કાર્યનુ મુહૂર્ત પૃથ્વી તત્ત્વમાં કરવું જોઈએ. ચાલતું કાર્ય કરવાનું હોય તો જળ તત્ત્વમાં કરવું, મંત્રજંત્ર આ પવન તત્ત્વમાં કરવું અને લડાઈ કરવી હોય તો અગ્નિ તત્ત્વમાં કરવી.

जोग ध्यान आकाशमे, इश्वर चीतवन एक;
भंग होयगा वायमे, समजी ग्रह विवेक. ॥१३॥

યોગ અગર ભજન કરવું હોય તો આકાશ તત્ત્વમાં કરે તો સંપૂર્ણ થાય. જો વાયુ તત્ત્વ હોય તો વિચારો ચાલુ કરે જેથી ભજનમાં ભંગ પડે. આ પ્રમાણે વિવેકથી સમજી લેવું.

## સ્ત્રીના ઉદરમાં પુત્ર કે પુત્રી થશે તે પ્રશ્નોત્તર

पृथ्वी जल दो तत्त्वमें, कह गर्भकी बात;
पुत्र जानीए ग्रभमें, तेज मांही ग्रभपात ॥१४॥

કોઈ સ્ત્રીના ઉદરના ગર્ભનો પ્રશ્ન પુછે તો પૃથ્વી તત્ત્વ અગર જળ તત્ત્વ હોય તો પુત્ર થશે અને અગ્નિ તત્ત્વ હોય તો ગર્ભપાત થશે.

कन्या कहीए वायुमें, नभमें विंढल होय;
कन्या कहीए सुन्यमें, पुत्र पुरनमें जोय. ॥१५॥

કોઈ પ્રશ્ન પુછવા આવે, નાડીથી વિરૂદ્ધ આવીને બેસે અને પ્રશ્ન પુછે ત્યારે જળ તત્ત્વ હોય અને પૃથ્વી તત્ત્વ હોય તો પુત્રી થશે અને આકાશ તત્ત્વ હોય તો વ્યંઢળ થશે અને પુરણ નાડી હોય અને વાયુ તત્ત્વ ચાલતુ હોય તો પણ પુત્રી થશે. પુરણ નાડીમાં પુત્ર થશે. પુરણ નાડી એટલે જે નાડી ચાલતી હોય તે બાજુ આવીને બેસે તેને પુરણ નાડી કહેવામાં આવે છે.

जुगल सासमें जुगल सुत, संक्रममे होय पात;
एही वीधी पांचु तत्त्वमे, कही ग्रभकी वात. ॥१६॥

બે શ્વાસ સરખા એટલે સુક્ષ્મણા ચાલતી હોય, પૃથ્વી તત્ત્વ અગર જળ તત્ત્વ ચાલતું હોય તો બે પુત્ર થશે. પવન તત્ત્વ ચાલતુ હોય તો બે પુત્રીઓ થશે અને અગ્નિ તત્ત્વ ચાલતું હોય તો ગર્ભપાત થશે. આ પ્રમાણે ગર્ભની બાબત કહી.

## સ્ત્રી - પુરુષ સંયમકી ગર્ભગોષ્ટી

नाडी चाले सूरजकी, नर देवे रुतु दांन;
ग्रभ रहे जो तासमें, पुत्र होय गुणवान. ॥૧૭॥

સૂર્ય નાડી ચાલતી હોય અને પુરુષ ઋતુદાન સ્ત્રીને આપે અને જો ગર્ભ રહે તો પુત્ર ગુણવાન નીપજે.

लेते श्वासे ग्रभमें, बिंदु पडे जेही वार;
सूरज वहेता होय तो, सुंदर होय कुमार. ॥૧૮॥

પુરુષ શ્વાસ લે તે સમયે બિંદુ પડે અને સૂરજ નાડી હોય તો પુત્ર બહુ સુંદર ઉત્પન્ન થાય.

पडे बिंदु जो ग्रभमें, चंद्र नाडीके मांहाय;
पुत्री उपजे ग्रभमें, यामे संसय नां होय. ॥૧૯॥

ચંદ્ર નાડી ચાલતી હોય અને બિંદુ પડે તો પુત્રી થાય તેમાં સંશય નથી.

बिंदु पडे जो ग्रभमें, सासा बाहेर जाय;
ग्रभ रहे तायको, कही सरोदा गाय. ॥૨૦॥

પુરુષનો શ્વાસ બહાર નીકળતો હોય અને બિંદુ પડે તો ચોક્કસ ગર્ભ રહે. આ વાત સરોદા સિદ્ધ કરી બતાવે છે.

पडता सासा शरीरमें, पडे ग्रभमें बिंद;
ग्रभ धरे तव सुंदरी, उपजे परम आनंद ॥૨૧॥

સ્ત્રીનો લોવાતો શ્વાસ હોય અને ગર્ભાશયમાં બિંદુ લે તો ગર્ભ રહે અને સ્ત્રીને ઘણો જ આનંદ થાય.

लेते स्वासे ग्रभको, बालक जीवे बोहोत;
नीकसत सासा ग्रभको, जलदी पावे मांत. ॥२२॥

લેતા શ્વાસમાં બિંદુ ગ્રહે તો બાળક ઘણું જીવે અને મુકાતા શ્વાસે બિંદુ ગ્રહે તો બાળક જલ્દી મરી જાય.

सुरज होवे पुरुषको, होय नारीको चंद्र;
ग्रभ रहे जो तासमे, होय पुत्र सुख कंद. ॥२३॥

પુરુષની સૂર્ય નાડી ચાલતી હોય અને સ્ત્રીની ચંદ્ર નાડી ચાલતી હોય અને ગર્ભ રહે તો પુત્ર નીપજે અને માતાપિતાને ઘણું સુખ આપે.

पुत्री उपजे चंद्रमे, होय सुरजमें पुत्र;
लेते स्वासे जो रहे, सो राखे घर सुत्र ॥२४॥

ચંદ્ર નાડી ચાલતી હોય અને બિંદુ ગ્રહે તો પુત્રી થાય અને સૂર્ય નાડી ચાલતી હોય અને બિંદુ ગ્રહે તો પુત્ર થાય અને લેવાતે શ્વાસે બિંદુ ગ્રહે તો ગર્ભ રહે તો બન્ને ઘરની આબરૂ સાચવે.

वायु तत्त्व सुर दाहीने, ग्रभ धरे जो नार;
पुत्र होय भटकत फीरे, कासदको सरदार ॥२५॥

સ્ત્રીની સૂર્ય નાડી ચાલતી હોય અને વાયુ તત્ત્વ હોય અને બિંદુ ગ્રહે તો તેનો પુત્ર નીપજે તો ભટકતો ફરે અને લુચ્ચો લફંગો થાય.

अग्नि तत्त्वके ग्रभको, पुत्र तुरत मर जाय;
ग्रभपात हो नारीको, दीनो भेद बताय. ॥२६॥

અગ્નિ તત્ત્વ ચાલતું હોય અને બિંદુ ગ્રહે તો ગર્ભપાત થાય અગર પુત્ર જન્મે અને તરત મરી જાય.

पृथ्वी तत्त्व सुर दाहीने, होय पुत्र गुणवंत;
धनवंता सो जांनीए, रुपवंत ओर संत. ॥२७॥

સૂર્ય નાડી અને પૃથ્વી તત્ત્વ ચાલતું હોય અને જે બિંદુ ગ્રહે તો પુત્ર ઉત્પન્ન થાય અને ઘણો ગુણવાન, ધનવાન અને રૂપાળો અથવા સંત નીપજે છે.

पुत्र होय जो जल तत्त्वको, ताकी बुधी विशाल;
रुप गुण धनवंत सो, मात पिता प्रतिपाळ. ॥२८॥

જલ તત્ત્વ ચાલતું હોય અને બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર થાય, તે વિશાળ બુદ્ધિવાળો, રૂપાળો, ગુણવાન, ધનવાન અને માતાપિતાનું વચન પાળનાર થાય.

ग्रभ धरे जो सुंदरी, वहे तत्त्व आकाश;
मुंगा बहेरा पांगला, संग्रही पावे नास. ॥२९॥

આકાશ તત્ત્વ ચાલતું હોય અને બિંદુ ગ્રહે તો તેનું બાળક મુંગુ, બહેરુ, હાથેપગે પાંગળુ થાય અગર ગર્ભપાત થાય.

## અંગ - ૫ : અથ રોગીકો પ્રશ્ન

### દોહા

पुरज वहे जो चंद्रमां, पूछे सुरज पास;
ताकु एसो भाखीए, होय रोगीको नास. ॥१॥

કોઈ રોગીનો પ્રશ્ન પુછવા આવે તો તેની સમજણ.

ચંદ્ર નાડી ચાલતી હોય અને જમણી બાજુએ બેસીને પુછે તો રોગીને મટશે નહિ.

सम अक्षर होय प्रश्नका, चंद्र नाडीके मांहांय;
रोगी होय जीवता, यामे संसे नां होय. ।।२।।

ચંદ્ર નાડી ચાલતી હોય અને ડાબી બાજુ આવીને બેસે અને રોગીનું નામ બેકી અક્ષરનું હોય તો તે રોગી જીવશે માટે તેની દવા બરોબર કરવી જોઈએ.

सूरज होय चालता, पुछवा आवे पास;
सम अक्षर होय प्रश्नका, कहीए ताको नास. ।।३।।

સૂર્ય નાડી ચાલતી હોય અને જમણી બાજુ આવીને પ્રશ્ન પુછે, રોગીનું નામ બેકી અક્ષરનું હોય, તો તે રોગી જીવે નહિ.

एकी अक्षर जो मीले, सुरज नाडी महांय;
पुरण घरमे जो रहे, रोगी न मरे कांय. ।।४।।

સૂર્ય નાડી ચાલતી હોય, એકી અક્ષર હોય, જમણી બાજુ આવીને પ્રશ્ન કરે તો રોગી મરે નહિ. તેવું સરોદા ચોક્કસ કહે છે.

प्रछक पुछे सुन्यमें, धीप्रीत अक्षर होय;
मीले वैद रोगीकु, ताहु न जीवे सोय. ।।५।।

સામા બેસીને પ્રશ્ન પુછે અને નાડીથી વિરૂદ્ધ અક્ષર હોય એટલે સૂર્ય નાડી ચાલતી હોય અને બેકી અક્ષર હોય અને ચંદ્ર નાડી ચાલતી હોય અને એકી અક્ષર હોય તો ફાવે તેવો વૈદ મલે તો પણ રોગી જીવે નહિ.

जबही चले सुक्ष्मणा, कहे रोगीको आप;

सो रोगी जीवे नहि, जो सीव होय सहाय. ॥६॥

રોગી વ્યક્તિની બાબત કોઈ પુછવા આવે અને સક્ષ્મણા ચાલતી હોય તો રોગી જીવે નહિ. શીવ જેવા દેવ સહાય કરે તો પણ જીવે નહિ.

## અંગ - ૯ : અથ પરદેશીકા પ્રશ્ન

परदेशीका प्रश्न पुछे, पृथ्वी तत्त्वमें कोय;

बेठो हे मुकाममें, कुसल कहीए सोय. ॥१॥

પૃથ્વી તત્ત્વ ચાલતું હોય અને કોઈ પરદેશીની ખબર પુછે તો જવાબમાં તે આનંદમાં છે તેમ કહેવું.

जो पुछे जल तत्त्वमें, परदेशीकी बात;

सुता कहीए सेजमें, क्रीडामे कुस लात. ॥२॥

જળ તત્ત્વ ચાલતું હોય અને પ્રશ્ન પુછે તો તેના ઉત્તરમાં તે પથારીમાં આરામ કરે. સ્ત્રી-પુરુષ બંને આનંદમાં છે.

पुछे वायु तत्त्वमे, परदेशीकी बात;

चालता कहीए पंथमें, तुरत मीलेगा मीत. ॥३॥

વાયુ તત્ત્વ ચાલતું હોય અને પરદેશીની વાત પુછે તો ઉત્તરમાં તે તમને તરત મલશે.

पुछे अग्नि तत्त्वमे, परदेशीका भाव;

रोगी कहीए ताहीकु, सीत कंप ओरु ताव. ॥४॥

અગ્નિ તત્ત્વ ચાલતું હોય અને પરદેશીની ખબર પુછે તો ઉત્તરમાં કોઈ રોગ લાગુ પડ્યો છે અગર શરદી અને તાવ આવે છે.

पुछे प्रछक आयके, तत्त्व होय आकास;
तो परदेशी मर गया, नहि आवनकी आस. ॥५॥

આકાશ તત્ત્વ ચાલતું હોય અને પરદેશીની ખબર પુછે તો ઉત્તરમાં પરદેશી મરી ગયો તેની આવવાની આશા રાખશો નહિ.

અંગ - ૭ : ચૈત્ર માસકો ફલ (દોહા)

चैत्र मास बेठे जबे, परवा के दीन प्रात;
सासामांही देखीए, जो जो तत्त्व वहात. ॥१॥

ચૈત્ર માસ બેસતાં સવારમાં દિવસ ઊગતાં પહેલા એટલે ચૈત્ર સુદી પડવાને દિવસે પ્રણવની ગતિ જો જો.

जल पृथ्वी होय चंद्रमें, त् तो अती आनंद होय;
वरसे मेघ परजा सुखी, राजाकु सुख होय. ॥२॥

સુદી પડવાને દિવસે પ્રાતઃકાળે ઉઠતાં જો ચંદ્ર નાડી ચાલતી હોય અને પૃથ્વી તત્ત્વ અગર જળ તત્ત્વ હોય તો વરસાદ સારો પડે, પ્રજા સુખી અને રાજમાં પણ આનંદ હોય.

अग्नि वायु दो जो वहे, सूरज नाडी के मांही;
अल्प वृष्टि प्रजा दुःखी, राजाकु सुखना होय ॥३॥

પડવાના દિવસે અગ્નિ તત્ત્વ અગર વાયુ તત્ત્વ ચાલતું હોય અને સૂર્ય નાડી હોય તો જાણવું કે વરસાદ આછો પાતળો થશે. પ્રજા દુઃખી રહેશે, રાજાને પણ સુખ નહિ હોય.

परवाके दीन जो कबी, होय सुक्ष्मणा स्वास;

काल परे सब देशमें, होय आप भी नाश. ।।४।।

પડવાને દિવસે પ્રાતઃકાળે જો સુક્ષ્મણા આવે તો દેશમાં કાળ પડે અથવા જોનારનો પણ નાશ થાય. એવું સરોદા કહે છે.

मेष मीथुन ओर सीही, तुला धन्य ओर कुंभ प्रभान;

खट संक्रांतिके समे, चहीए नाडी भांन. ।।५।।

દર માસે સુદી પડવાને દિવસે પ્રાતઃકાળમાં ઊઠતાં મેષ, મિથુન, સિંહ, તુલા, ધન અને કુંભ - આ છ રાશીવાળાને સૂર્ય ચાલે તો જમણો પગ પથારીમાંથી મૂકી ઊઠી જવું.

लाभ होय सो मासमें, सूरज वहेता होय;

अंग रहे आरोगता, शत्रु न गंजे कोय. ।।६।।

જો સૂર્ય નાડી ચાલે તો શરીર સુખી રહે. આખા માસમાં જે કંઈ ધંધો કરે તેનાં લાભ રહે. શત્રુ નડી શકે નહિ.

वरख करक कन्या कहे, ओरु मकर ओरु मीन;

जो होय नाडी चंद्रकी, तो सुख लहे प्रवीन. ।।७।।

પડવાને દિવસે વરખ, કર્ક, કન્યા, મકર, મીન અને વૃશ્ચિક - આટલી રાશીવાળાને પ્રાતઃકાળે ઊઠતા જો ચંદ્ર ચાલે તો આ માસમાં સુખશાંતિ રહે. શરીર સારું રહે ધંધો સારો ચાલે.

चंद्र होय सक्रांत समे, लहे लाभ सो मास;

विपरित नाडी जो वहे, तो दुःख होय परकास. ।।८।।

પડવાને દિવસે જો ચંદ્ર ચાલે તો આખા માસમાં લાભ હોય, પરંતુ જો વિપરીત નાડી (ચંદ્રવાળાને સૂર્ય અને સૂર્યવાળાને ચંદ્ર) હોય તો દુઃખ હોય.

## અંગ - ૮ : અથ માસકો ફલ

आवे सूरज मेष पर, पृथ्वी वहेती होय;
वरसे मेघ प्रजा सुखी, राजा सुखीओ जोय. ।।१।।

જે દિવસે મેષનો સૂર્ય આવતો હોય અને સૂર્ય ઊગતા જો પૃથ્વી તત્ત્વ ચાલે તો વરસાદ સારો વરસે છે. રાજા અને પ્રજા સુખી રહે છે.

जो आवे जल तत्त्वमें, मेष रासी प्रभांन;
वरसे मेघ प्रजा सुखी, राजा सुखी नद्यांन. ।।२।।

જે દિવસે મેષ રાશી આવતી હોય અને દિવસ ઊગતાં જળ તત્ત્વ ચાલે તો વરસાદ ઘણો પડે, પ્રજા સુખી અને રાજા નક્કી સુખી રહે.

आवे सूरज मेसको पर, अग्नि तत्त्व बहाय;
देश भंग परजा दुःखी, समय भ्रष्टहो जाय. ।।३।।

જે દિવસે મેષનો સૂર્ય હોય અને દિવસ ઊગતાં અગ્નિ તત્ત્વ ચાલે તો દેશમાં ભંગાણ પડે, પ્રજા દુઃખી રહે અને સમય ભ્રષ્ટાચાર થઈ જાય.

आवे सूरज मेसकु, वहे तत्त्व आकास;
काल परे सब देशमें, होय लोकको नास ।।४।।

જે દિવસે મેષનો સૂર્ય હોય અને સૂર્ય ઊગતા આકાશ તત્ત્વ ચાલે તો આખા દેશમાં કાળ પડે અગર મનુષ્યનો નાશ થાય.

## અંગ - ૯ : અથ સાધન-છંદ ચોપાંઈ

जो सुर साधे सकल कलको, वेरीको बल भागे;
चोर न भागे, सरप न लागे, भुत प्रेत डरी भागे.
वाघ सिंह स्वान हस्तीको, ताकु डर नहि कोइ;
जंत्र मंत्र ओरु तंत्रना चले, मुठ चोट नहि कोइ ॥१॥

પ્રણવને કોઈ સાધે તો બધી પ્રકારની કળા જાણે, તેને દુશ્મન, ચોર, સાપ, પ્રેત, ભુત, વાઘ, સિંહ, કુતરા, હાથી, જંત્ર, મંત્ર અને તંત્ર, મુઠ અને ચોટ, કોઈનો ડર તેને રહેતો નથી.

दिवस मांही चंद्र चलावे, रेंन चलावे भांनु.
करे नीरंतर साधन येसे, सो योगी परमांनु.
चंद्र चले तब जलकु प्रीवे, भोजन सूरज मांही.
चंदा मांही करे लगुशंका, दीसा सूरजमें जांही. ॥२॥

પ્રણવ સાધવામાં (સરોદા સાધવામાં) પાળવાની રીત :

દિવસે ચંદ્ર ચલાવે, રાત્રે સૂર્ય ચલાવે, ત્યારે સાધન સાધવા બેસવું, ચંદ્ર ચાલે ત્યારે જળ પીવું, સૂર્ય ચાલે ત્યારે ભોજન કરવું ચંદ્રમાં એકી (પેશાબ) જવું અને સૂર્યમાં જાજરૂ જવું. આ યોગીનું પ્રમાણ છે.

ब्रह्मचारी नीमीत आहारी; वीसय वासना त्यागी।
स्वासामांही सुरत रहावे; मनकी सहज रुप अनुरागी ॥
गुदा उपरे लींगही नीचे; योनी स्थानक कहीए।
वाम चरणकी एही लगावे; मुंल वंध सो कहीए ॥३॥

સાધન સાધનારે સુક્ષ્મ આહાર લેવો, વિષય વાસનાનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય વ્રત પાળવું, પ્રણવ નીકળતાં સુરતા રાખવી, ત્યાંથી સુરતા ડગવી જોઈએ નહીં.

આસન વાળવાની રીત :- ગુદાની ઉપર લીંગની નીચે ડાબા પગની એડી લગાવવી. આટલું કરે એટલે બે ચક્ર બંધ થાય છે.

दछन एडी धरे पेट पर; मुल बंध युं कीजे ।
सीधासन द्रढ करी स्थंभन; सम नासाग्रे चीत दीजे ॥
पोरक कुंभक रेचक पुरक; वारंवार यु करना ।
चार चार अभ्यास रैन दीन; पंच घडी ल्यौ ठरना ॥४॥

જમણા પગની એડીવાળીને નાભી ઉપર લગાવવી આ પ્રમાણે ત્રણ ચક્ર બંધ થતાં સિદ્ધાસન થાય છે. નાક કે જ્યાં પ્રણવ નીકળે છે ત્યાં ચિત્ત દેવું, પૂરક, રેચક અને કુંભક વારંવાર કરવું, દિવસમાં બે વાર, રાત્રે બે વાર કરવું, દરેક આસન પાંચ ઘડી એટલે કે બે કલાક રાખવું.

तीन मास प्राणायम साधे; चंद्र सूरज संभ दोइ ।
सुध होय यु सकल नाडी गण; ए जपा साधे सोय ॥
खटसे ओर हजार हजार; एकवीस होत रेन दीनमांही ।
कमल कमल पर सुरता धरके; गीने जाय मनमांही ॥५॥

આ પ્રમાણે ત્રણ માસ અભ્યાસ કરે તો પ્રણવ સિદ્ધ થાય, ત્રણ નાડીઓ સાધ્ય થાય, એકવીસ હજારછસો અજંપા ચોવીસ કલાકમાં ઊઠે તેને જપવાની રીત :-

છ સો અજંપા ગુદાસ્થાને, છ હજાર ઉપસ્થયે, છ હજાર નાભીએ, છ હજાર હૃદયકમલમાં, એક હજાર કંઠ સ્થાને, એક હજાર ભ્રકુટી સ્થાને અને એક હજાર બ્રહ્મરૂદ્રમાં - આ પ્રમાણે ૨૪ કલાકમાં અજંપાની જે ગણત્રી કહી તે પ્રમાણે દરેક ચક્રે સુરતા ઠરાવી મનમાં ગણતાં ચોવીસ કલાકમાં પુરા થાય અને પ્રણવ સાધ્ય થાય.

सुध सांमभवी मुद्रा सजके ; द्रगकी पलना मारे ।
साठ घडीयु एक आसने , अजंपा मंत्र उचारे ।।
मुळाधारकी चार पखेरी ; देव गणपती जांही ।
खटसे जाप अजंपा जपके ; अरपन करना तांही ।।६।।

આ મુદ્રા જેને સાધ્ય કરવી હોય તેણે દરેક ચક્રે અજંપા આપતાં સુરતા ખસવી જોઈએ નહિ. સાઈઠ ઘડી આ પ્રમાણે એક આસને અજંપા મંત્ર ઉચ્ચારે, મુળાધારની ચાર પાંખડી ત્યાં ગણપતી દેવ છે. છ સો અજંપા તેમને અર્પણ કરવા.

स्वाधीष्टांन चक्र खट दलको ; ब्रह्मा कहीए देवा ।
खट हजार तांहां जाप अरपना ; मन उपचारी सेवा ।।
मणीपुर चक्र नाभी दस दलको ; देव विश्नु तांहां धारे ।
खट हजार जप अरपन करके ; पुजे मंन उपचारे ।।७।।

ઉપસ્થાને છ પાંખડીનું કમળ આવેલું છે અને બ્રહ્માનો ત્યાં વાસો છે, છ હજાર અજંપા ત્યાં અર્પણ કરતાં આ શુદ્ધ સેવા બ્રહ્માને પહોંચે છે. બીજુ ચક્ર નાભી સ્થાને દશ પાંખડીવાળું છે. ત્યાં વિષ્ણુનો વાસો છે. છ હજાર અજંપા અર્પણ કરતાં વિષ્ણુ પ્રસન્ન થાય છે.

रदय कमल द्रादस कहीए; महारुद्रका वासा।
खट हजार जाप अरपन करके; देखे अजब तमासा ॥
कंठस्थान कमल सोडस दल; जीवरुप तांहां जांना।
एक सहेस्तर जाप तांहां अरपे; पीवे अमृत पांना ॥८॥

છાતીમાં (હૃદયમાં) બાર પાંખડીનું કમળ છે, ત્યાં મહાદેવનો વાસો છે. છ હજાર અજંપા અર્પણ કરે તો મહાદેવ પ્રસન્ન થાય. કંઠસ્થાને સોળ પાંખડીનું કમળ છે ત્યાં જીવ શીવનો વાસો છે. એક હજાર અજંપા અર્પણ કરે તે અમૃતનું પાન કરી શકે છે.

भ्रगुटी चक्र कहावे दो दल; परमांतम तांहां देवा।
सहस्तर जाप तांहां करी समरपन; करे मानसी सेवा ॥
सहेस्त्र दलको पंकज सुंदर; ब्रह्म स्थानमां कहीए।
जाप सहेस्त्र करीके अरपन; आतमा जोती लइए ॥९॥

ભ્રગુટી સ્થાને બે પાંખડીનું કમળ છે. બ્રહ્મરૂદ્રથી ભ્રકુટી સુધી સોહંગનો વાસ છે. એક હજાર અજંપા ત્યાં અર્પણ કરે તો ગુરૂની માનસીક સેવા થાય છે. ત્યાં ઓહંગનું સ્થાન છે. બ્રહ્મરૂદ્રમાં હજાર પાંખડીનું કમળ છે, ત્યાં સોહંગ બ્રહ્મનું સ્થાન છે. એક હજાર અજંપા આપતા પોતાના હંગનું ભાન થાય છે.

एही परकार जपे हरनीस; छसे एकवीस हजार।
कोटी जनमको पाप नीवारे; दरसे ब्रह्म अपार ॥
एही समांन ध्यान नहि दुजा; एही समान जाप नहि कोइ।
एही समान जोग नहि दुजा; कही शंकरे सोइ ॥१०॥

ઉપર લખવા પ્રમાણે એકવીસ હજાર છસો અજંપા દરરોજ જપે તો કોટી જનમનાં પાપનું નિવારણ થાય અને સોહંગ બ્રહ્મ દરસે જે અપાર છે તે. આ સિવાય બીજુ કોઈ ધ્યાન નથી, આ સિવાય બીજો કોઈ મોટો જાપ નથી, આ સિવાય બીજો કોઈ યોગ નથી. એ જ વાત શંકરે પાર્વતીને સમજાવી છે. તેનો દાખલો શિવપુરાણમાં છે. પણ જેને ગુરુની કૃપા હોય અને સુક્ષ્મણા ખોલે તો સોહંગ બ્રહ્મની એકતા થતાં વાર લાગે નહિ. આ પરમગુરુનું શ્રેષ્ઠ જ્ઞાન છે.

सासा जोग छोडी के; मुरख साधे दुजा कोइ।
काचा घडा लेइकर; सागर तरवा इच्छे सोई ॥
ब्रह्मादीक सब देव नीरंतर; हंस स्वरोदय साधे।
नीजानंदमें रहे नीरंतर; माया क्रतना बाधे ॥११॥

આ પ્રણવની ગતિને છોડીને એ સિવાય બીજી કોઈ સાધના કરે તો મુરખ એટલે પોતાનું મૂળ ખોવે છે જેમ કાચો ઘડો લઈ પાણીમાં તરવા ઈચ્છે તેવી રીતે બીજા કર્મકાંડ કાચા ઘડા જેવા છે. જે કોઈ મોટા બ્રહ્મ જ્ઞાનીઓ દેવ જેવા થઈ ગયા હોય તો આ સ્વરોદય સાધવાથી થયા છે અને સોહંગ બ્રહ્મમાં જે ચિત્ત જોડે તે નીજાનંદ એટલે ગુરૂના ચરણનો આનંદ અનુભવે છે અને કાળમાયાનું ક્રુત તેને લાગતું નથી.

## અંગ - ૧૦ : કાયાતત્ત્વ વિચાર (દોહા)

स्थुल देह ब्रह्ममें, एक रहा हे श्वास;
तेसे पृथ्वी एक जल, ओर अग्नि आकास. ॥१॥

સ્થુલ દેહ છે તે સોહંગ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલો છે. તેના શ્વાસમાં બીજા પાંચ તત્ત્વોનું પીંજર છે. તેમાં તત્ત્વજ્ઞાનગતી જુદી છે.

अस्थी मांस नाडी त्वचा, रोम कहावे जेह;
पृथ्वीके गुन पंच हे, देखो नीज देह. ।।२।।

હાડકાં, માંસ, નાડી, ચામડી અને વાળ - એ પૃથ્વી તત્ત્વનાં પાંચ છે. જે પોતે પોતાના શરીરમાં તપાસી જુઓ.

रतुः रेत अरु लार हे, मुत्र पसीना होय;
जलके पंच विभाग हे, स्थुल देहमें जोय. ।।३।।

બિંદુ, ધાતુ, લાળ, મુત્ર અને પરસેવો - આ પાંચ જળ તત્ત્વના ભાગ સ્થુળ દેહમાં છે.

क्षुधा त्रासा नीद्रा, अस कान्ती आरस होय;
अग्निके गुन पांच हे, करी देहने जोय. ।।४।।

ભૂખ, તરસ, નિંદ્રા, શરીરની ક્રાન્તિ અને આળસ - આ પાંચ ગુણ અગ્નિ તત્ત્વના છે. જે શરીરમાં નક્કી કરો.

धावन पसखंता चलना, ओरु संकोस;
वायु पंच विभाग हे, देखो करी आलोच. ।।५।।

કોઈની પાછળ પડવું, કૃપા કરવી, ચાલવું, સંકોચ અનુભવવો અને કોઈની વહારે ચઢવું - આ પાંચ ગુણ સ્થૂલ દેહમાં વાયુ તત્ત્વના છે.

काम क्रोध अरु लोभ भये, मोह होत हे जेही;
नभके पंच विभाग हे, एसी जुठी देही. ।।६।।

કામ, ક્રોધ, લોભ, ભય અને મોહ આ પાંચ ગુણ આકાશ તત્ત્વના છે. આ જૂઠી દેહમાં બધા વસેલા છે, જેને શરીરની અસ્મી રહે તેને આ પચીસ ગુણ સતાવે છે.

कटीस्थान पृथ्वी रहे, मुलाधार हे द्वार;

पीत बरन गुण गंध हे, अनादीकके आहार. ॥७॥

કેડની ડાબી બાજુએ અંદર પૃથ્વી તત્ત્વનું સ્થાન છે અને ગુદાએ તેનું દ્વાર છે. તેનો રંગ પીળો છે. તેનો ગુણ ગંધ છે. તેનો ગુણ ખોરાક લેવાનો છે.

जलको वासो उद्रमें, लींग जांनीए द्वार;

रसगुण धोला रंग हे, अन पांन हे आहार. ॥८॥

જળનો વાસ પેટમાં જમણી બાજુએ છે. તેનું દ્વાર લીંગ છે, તેનો સ્વાદ રસવાળો છે અને તેના પ્રણવનો રંગ સફેદ છે, તેનો ગુણ સ્વાદિષ્ટ ભોજન લેવાનો છે.

नाभीके पावक रहे, नेत्र जानीए द्वार;

लाल रंग हे ताहीको, रुप ग्रहन हे आहार. ॥९॥

નાભીમાં અગ્નિ તત્ત્વ રહે છે. નેત્ર તેનું દ્વાર છે. તેના પ્રણવનો રંગ લાલ છે. તેને રૂપ જોવાનો અને ગ્રહણ કરવાનો તેનો ખોરાક છે.

रदय स्थान वायु रहे, नासा कहीए द्वार;

हरा रंग हे ताहीको, उश्वास श्वास आहार. ॥१०॥

હૃદયમાં વાયુનું સ્થાન છે. નાશિકા તેનું દ્વાર છે. તેનો રંગ લીલો છે. શ્વાસ લેવો અને મુકવો તેનો આહાર છે.

सीस मांही आकास हे, मुख सो कहीए द्वार;
श्याम रंग हे ताहीको, शब्द कहावे आहार. ॥११॥

માથામાં આકાશ તત્ત્વ રહેલું છે. મુખ તેનું દ્વાર છે. તેના પ્રણવનો રંગ શ્યામ છે. અને શબ્દ તેનો આહાર છે.

बोहोते कोठा देहीमें, दस वायुका ठांम;
एक एक वायु करे, न्यारे न्यारे काम. ॥१२॥

શરીરમાં બોતેર કોઠા છે. (બોંતેર હજાર નાડીઓ) તેમાં દશ વાયુ રહેલા છે. દરેક વાયુનાં જુદા જુદા ઠેકાણાં છે અને જુદા જુદા કામ કરે છે.

प्राण नाभी उपर वहे, नीचा वहे अपान;
दोनुकु पकडी रहे, मध्ये रहा समान. ॥१३॥

નાભી ઉપર પ્રાણવાયુ છે. નાભીની નીચે અપાનવાયુ છે. બંનેની મધ્યમાં સમાનવાયુ છે. તેથી અપાનવાયુ ચાલે ત્યારે વાછુટ થાય છે.

व्यान वायु व्यापक रहे, सकल देशमें वास;
उदांन सो कंठे रहे, खेंचे रस ओरु स्वास. ॥१४॥

વ્યાન વાયુ આખા શરીરમાં રહે છે. ઉદાન વાયુ કંઠે રહે છે. તે રસ લે છે અને શ્વાસ ખેંચે છે.

## અંગ - ૧૧ : ચોપાઈ દસ પ્રણવ વિષે

नागसे होत उकारा, कुरम वायुमें चपल सारा;

कर कल क्षुधा उपजावे सोय, देव दत्तसु बगासा होय.॥१॥

જ્યારે શરીરમાં નાગવાયુ વધી જાય ત્યારે ઓડકાર આવે, કુર્મવાયુ વધે તો છીંક આવે છે. કરકલવાયુ વધે ત્યારે ભુખ લાગે. દેવદત વાયુ વધે ત્યારે બગાસા આવે છે.

છીંકનો ભેદ નીચે પ્રમાણે છે.

પૂર્વ દિશાની છીંકનો ભેદ :- (૧) મનવંછીત વાર્તા કરે, (૨) લક્ષ્મી પ્રાપ્તિ, (૩) પુત્ર સુખ ઉપજાવે, (૪) મૃત્યુ દેખાડે.

અગ્નિ ખૂણાની છીંક :- (૧) અપૂર્વ વાર્તા કહે, (અધુરી) (૨) મિત્ર મેલાપ કરાવે, (૩) વગર વિચાર્યુ ગામ જવાનું થાય, (૪) દ્રવ્ય લાભની વાર્તા કરે.

દક્ષિણ દિશાની છીંક :- (૧) લાભ કહે (કરાવે), (૨) શુભ ભોજન (કરાવે) (૩) બહાર ગયા ઘેરે આવે, (૪) દ્રવ્યનો લાભ થાય.

નૈઋત્ય ખૂણાની છીંક :- (૧) લાભ દેખાડે, (૨) મિત્ર મેલાપ કરાવે અથવા ભય ઉપજાવે, (૩) મિત્ર લાભ કહે, (૪)સંતોષ વાર્તા કહે.

ઉત્તર દિશાની છીંક :- (૧) ચોરનો ભય અગર મિત્ર સંતોષ, (૨) કોઈ અમલદારનો મેલાપ થાય, (૩) જશ વાર્તા કહે અગર ધનનો લાભ, (૪) ભોજન મળે અથવા ચોરનો ભય થાય.

વાયવ્ય ખૂણાની છીંક :- (૧) સુખ સંતોષ કહે, (૨) લાભ વાર્તા કહે, (૩) સ્ત્રી લાભ કહે, (૪) સારો રંગ ઉપજાવે.

પશ્ચિમ દિશાની છીંક :- (૧) ગામ જવાનું થાય અને વેરી મળે, (૨) મન વાંછીત લાભ થાય, (૩) સગાનું મૃત્યુ અને ક્લેશ ઉપજાવે, (૪) લાભ દેખાડે અગર કોઈ અમલદારનો મેલાપ થાય.

ઈશાન ખૂણાની છીંક :- (૧) લાભ સંતોષ કરે, (૨) ગામ ગયા હોય તે આવે, (૩) મિત્રનો મેલાપ થાય, (૪) સારી વાત કરે.

ભેદ :- જે દિશાએ સામાની છીંક થતી હોય તે દિશા ગણવી અગર આપણું મુખ જે દિશાએ હોય અને આપણી છીંક થાય તો તે દિશા ગણવી અને દિવસના ચાર પહોર તેમાં એક પહોરના ચાર ચોઘડીયા પ્રમાણે જોઈ લેવું.

वायु धन जो पोक्षण करे , सकल शरीर विसे सो फीरे ;
प्राण पतयु दसधा कहीए, सब मीली प्राण एकसो कहीए. ॥२॥

ધનંજય વાયુ આખા શરીરની ખબર લે છે અને નાડીએ નાડીએ ફરે છે. દસ પ્રાણ મળીને એક પ્રાણ થાય છે. તેને પ્રણવ કહે છે. ઘનંજય વાયુની જાણ.

આંખનું ફરકવું :- જમણી આંખ ફરકે તો રાજા જશ કરાવે, કપાળ ફરકે તો ઘેર બેઠાં લાભ થાય, નાક ફરકે તો મિત્ર મલે, આબરૂ મલે, આંખની નીચેના પાંપણ ફરકે તો અપમાન થાય, ઉપલી પાંપણ ફરકે તો માન મલે, કાન તરફનો ખૂણો ફરકે તો ધનનો લાભ થાય, નાક તરફનો ખૂણો ફરકે તો ધનની હાની થાય.

ડાબી આંખનો ભેદ :- ઉપલી પાંપણ ફરકે તો અપમાન કરાવે, નાક તરફનો ખૂણો ફરકે તો ધનનો લાભ થાય, નીચલી પાંપણ ફરકે તો લાભ થાય. કાન તરફનો ખૂણો ફરકે તો ધનનો નાશ થાય. ગળુ ફરકે તો સ્ત્રી લાભ થાય, જમણો કાન ફરકે તો રોગ સંભળાવે, ઉપલો હોઠ ફરકે તો સારૂં ભોજન કરાવે, નીચેનો હોઠ ફરકે તો ઝઘડો કરાવે, પૂઠ ફરકે તો સ્ત્રી જશ કરાવે, જમણો ખભો ફરકે તો વેરી જીતે, જમણી હથેળી ફરકે તો ધનનો લાભ, પેટ ફરકે તો સુખ ઉપજાવે છે, પગનું તળીયું ફરકે તો કંઈક વાગી જાય, નાભી ફરકે તો પોતાને સ્થાનેથી એટલે કે હોદ્દેથી ઉતરી જાય, આસન ફરકે તો સરકાર તરફથી નુકશાન થાય આ અનુભવ સિદ્ધ છે.

सांठा होय जवारीका जेसा, एक प्राणवायु हे तेसा;
सांठेकु ज्यौ लगे पीराइ, त्युं खटचक्र प्रानमें भाइ. ॥३॥

જેવી રીતે જુવારના છોડને પાંદડાં અને ગાંઠો, પીરાઈ રહેલી છે. તેવી રીતે પ્રાણવાયુ છ ચક્રોથી બંધાયેલો છે. ચક્રના સ્થાન, ગુદા, ઉપસ્થ, નાભી, હૃદય, કંઠસ્થાને અને ભ્રગુટી છે.

बने कण सांठा टोचे जेसा, सा सरीर स्वर पर हंसा तेसा;
प्रांण वरती सो न्यारी कहीए, हंस प्राणमें आतमा लइए. ॥४॥

જેવી રીતે જુવારીની ટોચે જાળીયું આવે છે તેમ ભ્રગુટી ઉપર ઓહંગરૂપી આત્મા આવેલો છે. જેમ જુવારને બુબરુ આવે છે તેમ સોહંગ બ્રહ્મરૂદ્રમાં રહેલો છે. તેમાં કણરૂપી અંશની વૃતિ છે અને અંશ તેનાથી અલગ છે. તેને સોહંગ પ્રણવની એકતા છે.

सास संग हंस हे जेही, पल भर स्थीरता लहे न तेही;
साधी प्राण करे स्थीर ज्युंही, पावे देस हंसको त्युंही. ॥५॥

ઓહંગ ઉપર રહેલી જાણ અંશની છે. તેજ અંશનું શરીર છે અને સોહંગમાં રહેલી જાણ પરમગુરુની છે. તેને કરૂણાસાગર કહેવામાં આવે છે. અંશ અને પરમગુરુની એકતા છે. પરમગુરુની એકતા કર્તાની સાથે છે.

આ બાજુ રહેલી હંગની જાણ (ઈંગલા-પિંગલામાં) તે ગુરુગમ લઈ, સંત કે સદ્‌ગુરુ પાસે જઈ પોતાના હંગે થાય અને સુક્ષ્મણા ખોલાય તો પરમગુરુના ચરણની ગમ પડે છે.

स्थुल सुक्ष्म ओरु कारन काया, ए सब जांनो त्रीमाया;
ताते न्यारा आप कहावे, कहे छोटम गुरुराज लखावे. ॥६॥

સ્થૂલ દેહના બાવીસ તત્ત્વો છે. રજો ગુણની દશ આકાંક્ષાઓ, અહંકાર ગણની પાંચ માત્રા અને પાંચ તત્ત્વ તથા રજો ગુણ અને અહંકાર ગણ તેનું સ્થાન નેત્ર સ્થાને છે.

સુક્ષ્મ દેહની ગણત્રી :- તે પણ બાવીસ તત્ત્વનો છે. સતો ગુણ તેના પાંચ અવસ્થાનો અને પાંચ અંતઃકરણ, સ્વકાસ ગણ તેના પાંચ સંભસકરણ અને પાંચ વ્યવસ્થા છે અને તેનું સ્થાન કંઠ સ્થાન છે.

કારણદેહ : તેનું સ્થાન હૃદય કમળ છે.

તમો ગુણ અને દશ કાળ, અચંતગણ અને તેની દશ ભાવનાઓ આટલા સુધી માયાનું બળ રહેલું છે. તેની આગળ મહાકારણ દેહ ચાર તત્ત્વનો બનેલો છે. આનંદ, મહા, પ્રકૃતિ અને ધનંજય તત્ત્વ પરમકારણ દેહ બે તત્ત્વોનો છે. નિરંજન અને અવ્યાકૃત તત્ત્વનો બનેલો છે. શ્રી છોટમ કહે છે, કે આ ગુરુરાજ લખાવે છે તેનાથી હું (પરમગુરુ) ન્યારો છું.

-: દોહા :-

सजन केहेत सरल करी, कह्यो सरोदय ज्ञान;
छोटम साधे ताहीकु, पावे पद नीरवाण ॥१॥

શ્રી છોટમ કહે છે કે સજ્જનોને માટે હેતભર આ સરોદય જ્ઞાન સરલ કરીને લખ્યો છે. આ પ્રમાણે સદ્‌ગુરુની ગમ લઈ કોઈ વર્તે તો નીરવાણ પદને પામી શકે છે.

## અંગ - ૧૨ : કાળજ્ઞાન

काया रुपी नगरमें, मारुत हे रखवाळ;
दस आंगुल प्रवेसमें, नीकसत आंगुल बार. ॥१॥

આ કાયારૂપી નગરમાં શ્વાસનું રખવાળું છે. લેવાતો પ્રણવ દશ આંગળ છે અને મુકાતો પ્રણવ બાર આંગળ છે.

काया रुपी पदमनी, सींचत अमृत चंद;
वंचे सुरज कालसे, जीवीत रहे आनंद. ॥२॥

સ્ત્રીરૂપી આ કાયા છે. દિવસમાં જેટલી વધારે ચંદ્ર ચાલે એટલી અમૃત સમાન છે અને રાત્રે સૂર્ય જેટલી વધારે ચાલે તેટલો જીવ આનંદમાં રહે છે.

पंच भुतको दीप हे, ससी स्वेह सींचाय;

वंचे सुरज वायसे, तो रहेवे कुसलात. ॥३॥

દિવસે જેટલી ચંદ્ર વધારે ચાલે તો પાંચ તત્ત્વોમાં એક બીજાનું તોફાન ચાલે નહિ. રાત્રે સૂર્ય જેટલી વધારે ચાલે તો જીવન સારૂ આનંદી રહે.

उगे सुरज सुरजमें, अस्त चंद्रमें होय;

घात करे, मृत्यु करे, बीधन करन हे सोय. ॥४॥

સૂર્ય તિથિ હોય, સૂર્ય વાર હોય, સૂર્ય ઉગતો હોય અને જેની નાડી સૂર્ય ચાલે અને ચંદ્ર તિથિ હોય, દિવસ આથમે, ચંદ્ર વાર હોય અને જેની ચંદ્ર નાડી ચાલે તેને કોઈ ઘાત આવે, અકસ્માત થાય અગર મૃત્યુ થાય.

संम पुरन सुरज वहे, चंद्रन दरसे कोय;

मरन करे एक पक्षमें, शंकर भाखत सोय. ॥५॥

સૂર્ય તિથિ, સૂર્ય વાર, સૂર્ય ઉગતાં જેની સૂર્ય નાડી ચાલે,. દિવસ આથમતા સુધી સૂર્ય રહે અને ચંદ્ર તિથિ હોય, ચંદ્ર વાર હોય, દિવસ આથમતો હોય અને જેની ચંદ્ર નાડી ચાલે અને બાર કલાક ચાલે તો પંદર દિવસ પછી મૃત્યુ થાય.

आठ पहोर अहोनीस वहे, नाडी पींगला पास;
तीन वरसमें जांनीये, सो नर पावे नास. ॥६॥

ઉપરની વિધિ પ્રમાણે જો નાડી ચોવીસ કલાક ચાલે અને નાડી ના બદલાય તો સમજવું કે આજથી ત્રણ વરસે દેહ છુટી જશે.

जुगल दिवस जो रेंन दीन, चले एकीला भांन;
सो स्वछंद दोयमें, तजे देहकुं प्रान. ॥७॥

સૂર્યનો જોગ મલતો હોય અને અડતાલીસ કલાક સૂર્ય નાડી ચાલે, ચંદ્રનો જોગ મલતો હોય અને અડતાલીસ કલાક ચંદ્ર નાડી ચાલે તો બે વરસે દેહ છૂટી જાય.

तीन दिन ल्युं हरनीश, चले पींगला स्वास;
तब ही जानो देहीको, एक वरसमें नास. ॥८॥

સૂર્યનો યોગ હોય અને સૂર્ય નાડી ચાલે, ચંદ્રનો યોગ હોય અને ચંદ્ર નાડી ચાલે અને બોતેર કલાક એક ધારી નાડી ચાલે તો એક વરસમાં શરીર છૂટી જાય જે ટાઈમે નાડી બંધ થાય તે ટાઈમથી દિવસની ગણતરી કરવી.

रेंन दीना एक पल ल्यौं, चले दाहीना स्वास;
तबही एसो जानीए, देह रहे खट मास. ॥९॥

સૂર્યના યોગમાં ચોવીસ કલાક દિવસે સૂર્ય ચાલે તો છ માસમાં શરીર છૂટી જાય.

वीस दीन ल्युं जो वहे, नाडी पींगला होय;
तीन मास काया रहे, पीछे जीवे नांहांय. ॥१०॥

વીસ દિવસ સુધી સૂર્યના યોગથી સૂર્ય નાડી અગર ચંદ્ર નાડી ચાલે તો ત્રણ માસમાં કાયા છૂટી જશે.

जो नाडी वहे पींगला, रातदिन एक मास;

सो प्रानी दस दिवसमां, पावे जमपुर वास. ।।११।।

સૂર્યના યોગથી સૂર્ય નાડી ચાલે અને રાત દિવસ એક માસ ચાલે તો એક માસ પછી દશ દિવસમાં જમપુરમાં જાય.

एकवार जा देहसे, मळमुत्र छुट जाय;

दस दीन काया रहे, पीछे रह्या न जाय. ।।१२।।

ઝાડા પેશાબનો બંધ છૂટી જાય તો દશ દિવસની અંદર મૃત્યુ થાય.

कांन नेंन आंगुली धरी, कछु डाबी के जोय;

बिंदु जो दरसे नहि, दसदीन जीवे सोय. ।।१३।।

ઉપર પ્રમાણે થાય અને કાનમાં આંગળીઓ ઘાલે અને બ્રહ્મરૂદ્રમાં ગગડાટ ના થાય, આંખો ડાબીએ અને ઝબકારો ના થાય તો જાણવું કે દશ દિવસથી વધારે દિવસ કાયા રહે નહિ.

जेसी सुरजकी कही, एसा चंदा बहाय;

तबही दीनं दीनं जीवका, आयुस बढता जाय. ।।१४।।

જે પ્રમાણે સૂર્યની હકીકત કહી તેજ પ્રમાણે ચંદ્રની હકીકત એટલે દિવસે ચંદ્ર ચાલે અને રાત્રે સૂર્ય ચાલે તો આયુષ્યમાં વધારો થાય છે.

दीनकु जो सुरज वहे, नीसा चंद्रको स्वास;
तबही एसो जानीए, देह रहे खट मास. ॥१५॥

દિવસમાં સૂર્ય બાર કલાક ચાલે અને દિવસ આથમ્યા પછી ચંદ્ર બાર કલાક ચાલે તો જાણવું કે દેહ છ માસ રહેશે.

ध्रुव अरुन्धती विष्नु पद, तारामंडल जेही;
जब प्रानी देखे नहि, सत जाय जंम ग्रेही. ॥१६॥

ધ્રુવ, ધરતી, વૈકુંઠ અને તારામંડળ આટલું જે ના દેખે તે જરૂર મૃત્યુ પામે. તેની સમજણ નીચે પ્રમાણે છે.

नासाग्रे ध्रुव जानीए, भ्रगु विष्नु पद सोय;
तारा चक्षु अग्रमें, जीभ अरुन्धती जोय. ॥१७॥

નાકના અગ્રભાગને ધ્રુવ કહેવામાં આવે છે, ભ્રગુટીને વિષ્ણુપદ કહેવામાં આવે છે. નેત્રને તારામંડળ કહેવાય છે. જીભને ધરતી કહેવામાં આવે છે. તેનો ખુલાસો નીચે પ્રમાણે છે.

ध्रुना दीसे सात दीन, नहि तारा दीन पांच;
दीन त्रण पहेली नासीका, जीभ एक दीन वंच. ॥१८॥

સાત દિવસ પહેલા (ધ્રુવ એટલે નાકનો અગ્રભાગ ભ્રગુટી સુધી) દેખાય નહિ, પાંચ દિવસ પહેલા આંખોમાં ઝાંખ પડે અગર એકબાજુ ત્રાંસી થઈ જાય, ત્રણ દિવસ પહેલા નાકની ટીશી નમી જાય, દેખાય નહિ, પાંચ દિવસ પહેલાં જીભ જાડી થઈ જાય અટલે ટૂંકી થઈ જાય.

मरवो जांन देहको, करी आयुष्य नीरधार;

सुधरा नर तबही करे, आत्मा तत्त्व विचार. ॥१९॥

જેને આત્મતત્ત્વનું ભાન હોય (પોતાના હંગનું), તેને સુગરા કહેવામાં આવે છે. જેને સાચા સદ્‌ગુરુ મલે અને ગુરુની ગતિને જે સમજે તેજ પોતાનું આયુષ તથા મૃત્યુ જાણી શકે છે.

आसन सीध लगायके, करे एकान्त विचार;

नाम रुप चर अचर जग, एक रुप ओहमकार. ॥२०॥

નામ, રૂપ, ચર, અચર, જગત ઓમકાર માંથી ઉત્પન્ન થયેલું છે. ઓમકાર ઓહંગમાંથી થયેલો છે. તે પોતાને હંગે થાય એટલે સુક્ષ્મણા ચાલે, એટલે આ બાજુના વિચારો રહેતા નથી. જે સિદ્ધાસન કરીને આ પ્રમાણે કરી શકે તેજ કર્તાના હંગને જાણી શકે છે.

स्थुल ओरु ब्रह्मांडहे, पंच भुत भये जेह;

आकार मात्राके विखे, लय करी देवे तेह. ॥२१॥

પંચભુતના શરીરને સ્થૂલ દેહ કહેવામાં આવે છે. સ્થૂલ દેહની માંહી સુક્ષ્મ દેહ છે. સુક્ષ્મ દેહની વચ્ચે કારણ દેહ છે, કારણની વચ્ચે મહાકારણ છે, મહાકારણની વચ્ચે પરમકારણ દેહ છે અને પરમકારણ દેહ મધ્યે સોહંગ બ્રહ્મ છે.

सुक्ष्म देह जो आपको, हीरन ग्रभ वपुमांहि;

लय करी उकारमें, तत्त्व रहे जोनांय. ॥२२॥

સુક્ષ્મ વાસનાઓ ઉઠે છે તે ઉર્ધ્વ ગતિ કરતાં નાશ પામે છે. આ બાજુની જાણ નાશ પામતાં તત્ત્વ એકેય ઉગરતું નથી.

कारन वपु अज्ञानको, लय मायामें होय;

माया मीले मकारमें, खगाकार रहे सोय. ॥२३॥

આ બાજુના જે કંઈ વિચારો ઊઠે છે તે માયા અને કાળ તરફના છે તે ભ્રગુટી સ્થાને એક થતાં મકાર માયા એક થતાં સુક્ષ્મણા એક જ રહે છે.

अहंग एक आकास वत, ओर न दुजा कोय;

एही वीधी सो जांनीए, होय परमपद सोय. ॥२४॥

જ્યારે પોતાને હંગે થાય ત્યારે સુક્ષ્મણા અઢી આંગળ આવે છે, ત્યારે કોઈ વ્યકત, અવ્યકત તત્ત્વ રહેતું નથી આ વિધિ પ્રમાણે પરમપદને પહોંચે છે.

शब्दानु वीध समाधीको, नीत्य करे अभ्यास;

छोटम सो नर मुक्त हे, काटे गुणके पास. ॥२५॥

ગુરુ લક્ષ મંત્રની વિધિ જાણી, સંતના સમાગમમાં રહી, સહજ સમાધી શીખે, તેનો નિત્ય અભ્યાસ કરે તે જીવ સદા મુક્ત છે. તેનો સંગ કરનાર પણ આ બાજુથી વિરક્ત રહે છે. આ પ્રમાણે શ્રી છોટમ કહે છે.

हंस स्वरोदय ए कह्यो, परमारथके काम;

साधन करना समजके, होगे आतम राम. ॥२६॥

શ્રી છોટમ કહે છે કે આ સ્વરોદય પરમાર્થ માટે કહ્યો છે. જે કોઈ ઉપરની બાબત સમજી અને બીજાને સમજાવે તેને જ પરમાર્થ કહેવાય.

-: छंद :-

गरवो गुर्जर देस, चरोतर भुमहे;
महीसाबरके मध, मलातज गाम हे.
त्यां रही ग्रंथ, रसाल बनाव्यो छोटमे;
जाकु ग्राम होय, ग्रंथ ताकु गमे.

ગુજરાત પ્રદેશમાં ચરોત્તર ભૂમિ છે તેમાં મહીસાગરને સાબરમતી મધ્યે મલાતજ ગામ છે, ત્યાં રહી આ ગ્રંથ સમજાય તેવો શ્રી વિદ્વાન છોટમે બનાવ્યો છે. જેને આ ગમ હોય તેને આ ગ્રંથનું જ્ઞાન ગમે.

उनीसे उनती समे । चइतर मास तीथी वार ॥
सुकल पक्षमे । छोटमे भासा कीनी सार ॥
लखीतंग संत । मलुकदासजी, कुवेरदासजी ॥
महाराज के प्रताप लीखते ॥
गाय शीखेने सांभले । माने गुरु वचन ॥
मलुकदास कहे आचरे । तेने जगमें धन्य ॥

ચૈત્ર માસમાં તિથિ અને વાર શુભ મળતાં શુકલ પક્ષમાં (અંજવાળીયામાં) શ્રી વિદ્વાન છોટમે આ ભાષાન્તર કર્યું છે.

સંત મલુકદાસજી ગુરુશ્રી કુબેરદાસજી આ ગ્રંથના લખનાર છે. પરમગુરુના પ્રતાપથી લખું છું. જો કોઈ આ ગુરુનાં વચન જાણી ગાય, શીખે અને આચરણમાં મૂકે તેને ધન્યવાદ છે.

## ॥ इतीश्री हंस स्वरोदा ज्ञान समपुरण ॥

કાયમપંથી સંત ચેતનદાસજી ગુરુ શ્રી જમનાદાસજી - ચકલાસી.



# Paramguru Krupa
# Sat Kaival Saheb

# સત્ કૈવલ આશ્રમ (ભલગામ મોટા)



## સંત શ્રી કપિલદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી

કૈવલધામ નિવાસી વૈશાખ વદ-૯, તા. ૨૭-૫-૨૦૦૦, શનિવાર